# પાંચમી આવૃત્તિ વેળાએ

ઓગણીસ વર્ષો સુધી અવિરત ચાલતી આવેલી મારી ગ્રંથસ્થ સાહિત્યપ્રવૃત્તિના શ્રી ગણેશ આ 'કુરબાનીની કથાઓ'થી થયા હતા, એ યાદ કરીને હું એક અકથ્ય ઊંડી ઊર્મિનો ઝંકાર અનુભવું છું.

એની હસ્તપ્રત ભેળી લઈને જ હું ૧૯૨૧માં આંહીં નોકરીએ રહેવા આવ્યો હતો અને સૌરાષ્ટ્રના જૂના ધૂડીઆ કાર્યાલયના ચોગાનમાં બેસીને શ્રી. શેઠ એ હસ્તપ્રત માંહેથી 'ફૂલનું મૂલ' મોટા લલકાર કરીને વાંચતા હતા તે મને યાદ છે. આ મારું સૌપહેલું પુસ્તક હતું એટલું જ કહેવું બસ નથી. આ પુસ્તકે જ મારા માટે ગુજરાતી વાચકજગતમાં અજવાળું કરી આપ્યું હતું એ ગુણ હું કેમ ભૂલી શકું?

નાનપણની પ્રથમ પાપા પગલીઓ માંડયાનો આનંદ આ દેહ-જીવનમાં ફરી કોઈ વાર યાદ આવી શકતો નથી. એ અનુભવનું સદાય લીલુંછમ રહેતું વરદાન ફક્ત શિલ્પીઓના ભાગ્યમાં જ લખાયું છે. એક પુસ્તકની પાંચમી આવૃત્તિ થવી એ નવાઈ કે અદકાઈ નથી, પણ પહેલી જ કૃતિ વીસ વર્ષ લગી જીવતી રહી ગઈ એ લેખકના અંગત સૌભાગ્યની વસ્તુ છે. આ કૃતિનાં નવેસર પ્રુફ તપાસતાં તપાસતાં મને ઓગણીસ વર્ષો પૂર્વેના એક દિવસની યાદ સુખદુઃખ મિશ્રિત લાગણીનો અનુભવ કરાવી ગઈ છે. આ પુસ્તકનો પ્રત્યેક પાઠ

વિદ્યાર્થી જગતમાં એને સ્થાન મળ્યું છે એ એક જ વાતથી દોરાઈને આ નવી આવૃત્તિ ધરવાની હિંમત કરી છે. શાળાનાં કિશોર ભાઈબ્હેનોને દૃષ્ટિ સામે રાખીને જ નવી આવૃત્તિમાં આખું આલેખન સંસ્કારેલું છે, વાક્યો સરખાં કર્યાં છે. પ્રકાશકોએ પણ વિદ્યાર્થી ભાઈબ્હેનોની સગવડ ધ્યાનમાં લઈને જ પુસ્તકની કિંમતમાં બે આનાનો મોટો ઘટાડો કર્યો છે.

સૌરાષ્ટ્ર સાહિત્યમંદિર
૨૦ : ૫ : ૩૧

ઝવેરચંદ મેઘાણી

# સાંકળિયું

# પૂજારિણી

અઢી હજાર વર્ષની જૂની આ વાત છે. મગધ દેશના રાજા બિમ્બીસારે પ્રભુ બુદ્ધને આજીજી કરી કે 'હે દેવ! શ્રી-ચરણના નખની એક કણી મળે તો બહુ જ સુખ પામીશ.'

'એ કણી લઇને જગતમાં શાં શાં ધતીંગ ફેલાવવા માગો છો, ભૂપતિ?' બુદ્ધે હસીને પૂછ્યું.

'એક જ ધતીંગ, પ્રભુ! અહિંસા અને સત્ય ખાતર આત્મસમર્પણનો સંદેશ.'

રાજબગીચાની અંદર એક ખૂણામાં નખની એ કણી દાટીને એના ઉપર બિમ્બીસારે સુંદર સ્તૂપ ચણાવ્યો. દેશદેશના કારીગરોએ આવીને સ્તૂપ ઉપર બારીક નકસી મૂકી. એ પથ્થરો જાણે હમણાં બોલી ઊઠશે, પોતાના જ રૂપ ઉપર મુગ્ધ બનીને પથ્થરો નાચી ઊઠશે એવી શોભા શિલ્પકારોએ વિસ્તારી દીધી.

રોજ સાંજ પડે ત્યારે મહારાજની મહારાણી અને રાજ-બાળાઓ સ્નાન કરે, શુભ્ર વસ્ત્રો પહેરે, છાબડીમાં ફૂલો વીણે અને સોનાની થાળીમાં પૂજાની સામગ્રી ભરીને સ્તૂપ પાસે પધારે. સ્તૂપની આસપાસ ફૂલોની માળા રાત્રિભર મહેકી રહે

અને કનકની આરતીમાં દીવાઓની જ્યોતિમાલા પરોડ સુધી ઝળહળી રહે.

સંધ્યાએ સંધ્યાએ નવી પૂજા, નવાં પુષ્પો અને નવી જ્યોતિકાઓ.

વર્ષો વીત્યાં. બિમ્બીસાર રાજા મરણ પામ્યા. યુવરાજ અજાતશત્રુ સિંહાસને બેઠા. બ્રાહ્મણધર્મના એ ભક્તે નગરીમાં લોહીની નદીઓ વહેવડાવીને પિતાનો ધર્મ ઊખેડી નાખ્યો. યજ્ઞની જ્વાલાઓની અંદર એણે બૌદ્ધ ધર્મનાં શાસ્ત્રો સમર્પી દીધાં. રાજનગરીમાં એણે સાદ પડાવ્યો કે 'ખબરદાર! પૂજાનાં ત્રણ જ પાત્રો છે: વેદ, બ્રાહ્મણ અને રાજા. ચોથા કશાની યે પૂજા કરનારનો હું પ્રાણ લઈશ."

નગરીનાં નરનારીઓ કમ્પી ઊઠયાં. બુદ્ધના નામનો ઉચ્ચાર બંધ થયો, યજ્ઞની વેદીમાંથી ઠેરઠેર જ્વાલાઓ છૂટી ને ખાઉં ખાઉં કરતી આકાશમાં ચડવા લાગી.

સાદ પડયો તે દિવસની સાંજ આવી. રાજમહેલની એક દાસી નહાઈધોઈને તૈયાર થતી હતી; ફૂલો અને દીવાઓ સજ્જ કરતી હતી. એના હોઠ ઉપર બુદ્ધદેવના નામોચ્ચાર રમતા હતા.

એવી તે એ નારી કોણ છે? કાં એને ભય નથી? એણે શું રાજઆજ્ઞા નથી જાણી?

શ્રીમતી નામની એ દાસી હતી. રોજ સાંજે રાજરમણીઓ સ્તૂપની પૂજા કરવા જાય ત્યારે આ અભણ ને અજ્ઞાન દાસી પૂજાની સામગ્રી સજ્જ કરી, હાથમાં ઉપાડી, પૂજનારીઓની સાથે જતી, જઈને આઘે એક ખૂણામાં ઊભી રહેતી, કાંઈ આવડે

તો નહિ, પણ આંખો મીંચીને ઊભી ઊભી રોજ એ કાંઇક બડબડયા કરતી. એની કાલીઘેલી વાતો કેમ જાણે કોઇ અંતરિક્ષમાંથી સાંભળતું હોય, મીઠા મીઠા ઉત્તર દેતું હોય, તેમ આ દાસી છાનીછાની હસ્યા કરતી.

રાજઆજ્ઞા એણે સાંભળી હતી.

ધૂપદીપ લઇને દાસી શ્રીમતી રાજમાતાની પાસે આવી ઊભી રહી, બોલી કે 'બા, પૂજાનો સમય થયો.'

મહારાણીનું શરીર થરથરી ઊઠયું. ભયભીત બનીને એ બોલ્યાં: 'નાદાન! નથી જાણતી? સ્તૂપ ઉપર ધૂપદીપ કરનારાંને કાં તો શૂળી મળશે, કાં તો કાળું પાણી મળશે. ભાગી જા ગોલી! પૂજાનું નામ હવે લેતી ના!'

શ્રીમતી પાછી વળીને રાજરાણી અમિતાને ઓરડે પહોંચી. રત્નજડિત આરસી ધરીને રાણીજી અંબોડો વાળતાં હતાં ને સેંથામાં છટાથી હીંગળો પૂરતાં હતાં.

શ્રીમતીના હાથમાં પૂજાની સામગ્રી જોઇને રાણીજી ઝબકયાં, હાથ હલી જવાથી એનો સેંથો વાંકોચૂંકો થઇ ગયો.

શ્રીમતી કહે: 'રાણીજી, પૂજાનો સમય થયો.'

રાણી બોલ્યાં : 'સાથે સાથે મરવાનો પણ સમય થયો છે કે શું? જલદી ચાલી જા આંહીંથી. કોઇ જોશે તો રાજાજીનો કોપ સળગશે, મૂરખી! પૂજાના દિવસો તો ગયા.'

આથમતા સૂર્યની સામે ઝરૂખો ઉઘાડીને રાજકુમારી શુકલા એકલાં પડયાં પડયાં કવિતાનું પુસ્તક વાચવામાં મગ્ન હતાં.

ઝાંઝરનો ઝણકાર સાંભળીને બારણા સામે જુએ, ત્યાં તો પૂજાનો થાળ લઇને ઊભેલી શ્રીમતી !

'કુંવરી બા ! ચાલો પૂજા કરવા.'

'જા એકલી તું મરવા !'

★

નગરને બારણે બારણે શ્રીમતી રખડી, એણે પોકાર કર્યો કે 'હે નગરનારીઓ ! પ્રભુની પૂજાનો સમય થયો, ચાલો, શું કોઇ નહિ આવો ? રાજાજીની શું આટલી બધી બીક ? પ્રાણ શું આટલા બધા વહાલા ?'

કોઇએ બારણાં બીડી દીધાં, કોઇએ શ્રીમતીને ગાળો દીધી. કોઇ સાથે ચાલ્યું નહિ. શ્રીમતી એ રમ્ય સંધ્યાકાળની સામે જોઇ રહી. દિશાઓમાંથી ઊંચે ઊભું ઊભું જાણે કોઇ કહેતું હતું, 'સમય જાય છે, પુત્રી શ્રીમતી ! પૂજાનો સમય જાય છે.' શ્રીમતીનું મોં પ્રકાશી ઊઠયું. એ ચાલી.

દિવસની છેલ્લી પ્રભા અંધકારમાં મળી ગઇ. માર્ગ આખો નિર્જન અને ભયાનક બન્યો. લોકોનો કોલાહલ ધીરે ધીરે બંધ પડયો. રાજાજીના દેવાલયમાંથી આરતીના ડંકા સંભળાયા. રાત પડી. શરદના અંધકારમાં અનંત તારાઓ ઝબૂકી ઊઠયા. દ્વારપાળે રાજમહેલનાં બારણાં બંધ કરી બૂમ પાડી કે 'કચેરી બરખાસ !'

એ મોડી રાતે રાજમહેલના પહેરેગીરો એકાએક કેમ ચમકી ઊઠયા ? એમણે શું જોયું ? ચોર ? ખૂની ? કે કોઇ ભૂતપ્રેત ?

ના, ના ! એમણે જોયું કે રાજબગીચાને એક ખૂણે, ગાઢ અંધકારની અંદર, બુદ્ધદેવના સ્તૂપની ચોપાસ કોઇક દીપમાલા પ્રગટાવી રહ્યું છે.

ખુલ્લી તલવાર લઇને નગરરક્ષકો દોડતા આવ્યા. સ્તૂપ પાસે જઇને જુવે છે તો એક સ્ત્રી સ્તૂપની સામે ઘૂંટણપર બેઠી છે. એની બિડાયેલી આંખો અને કાંઇક બડબડી રહેલા હોઠ ઉપર એક હાસ્ય ફરકી રહેલું છે. અંતરિક્ષમાં તને એ કોણ મિત્ર મળ્યો હતો, ઓ તરૂણી ?

નગરપાલે આવીને એ ધ્યાનમગ્ન શરીરને ઢંઢોળ્યું. સવાલ કર્યો કે 'મૃત્યુને માથે લઇ આંહીં આરતી કરનારી ઓ ફીટેલી ! કોણ છે તું ?'

'હું શ્રીમતી : બુદ્ધ ભગવાનની દાસી.'

ઉઘાડી તલવાર શ્રીમતીની ગરદન પર પડી. સ્તૂપનો એ પવિત્ર પાષાણ તે દિવસે લોહીથી ભીંજાઇને વધુ પવિત્ર બન્યો.

શરદ ઋતુની એ નિર્મળ રાત્રિએ, રાજબાગના એ ખૂણાની અંદર, એકાકી ઊભેલા એ સ્તૂપને ચરણે, આરતીની દીપક-માલાનો છેલ્લો દીવો ઓલવાઇ ગયો; પણ પેલી મરનારીના અંતરની જ્યોત તો જુગજુગાન્તર સુધી યે નહિ બુઝાય.

# શ્રેષ્ઠ ભિક્ષા

'શ્રાવસ્તી નગરીનાં ઓ નરનારીઓ ! જાગો છો કોઇ ? આંખો ઊઘાડશો ? બુદ્ધપ્રભુને માટે હું ટહેલ નાખી રહ્યો છું. ભિક્ષા આપશો ? '

આખી નગરી નિદ્રામાં પડેલી છે. શ્રાવસ્તીપુરીની ગગન-અડતી અટારીઓ ઉપર પરોડીઆની ઝાંખી પ્રભા રમે છે. દેવાલયોમાં વૈતાલિકોનાં પ્રભાતગાન હજુ નથી મંડાયાં. સૂર્ય ઊગશે કે નહિ ઊગે, એવા સંદેહથી કોયલ હજુ ધીરૂં ધીરૂં જ ટહૂકી રહી છે.

એ કોણ છે ? આવા વખતે, આથમી જતા તારાઓના ઝાંખા પ્રકાશમાં, નગરીના માર્ગેમાર્ગે અને શેરીએ શેરીએ એ કોણ ટેલી રહ્યું છે ? મેઘગર્જના સમાન એ કોનું ગળું ગૂંજે છે !

એ તો શ્રી બુદ્ધપ્રભુનો શિષ્યઃ ભિખ્ખુ અનાથપિંડદ.

સૂતેલાં સ્ત્રીપુરૂષો એ સૂર સાંભળી સળવળ્યાં. સંન્યાસીનો સાદ કાન માંડી સાંભળ્યો. ભિખ્ખુએ ફરી પોકાર્યું : ' સુણો ઓ લોકસંઘ ! વર્ષાની વાદળીઓ પોતાના દેહપ્રાણ ગાળીગાળીને

જગતમાં જળ આપે છે. ત્યાગધર્મ એ જ સકળ ધર્મોનો સાર છે, ઓ ભવી જીવો !'

કૈલાસનાં શિખર પરથી દૂરદૂર સંભળાતી, ભૈરવોના મહા-સંગીત સમી એ ભિખ્ખુની વાણી પ્રભાતની કાગાનીંદરમાં પોઢેલાં લોકોને કાને કાને ગૂંજવા લાગી.

સૂતેલાં સ્ત્રીપુરૂષો બેઠાં થયાં. રાજા જાગીને વિચાર કરે છે કે વ્યર્થ છે આ રાજદૌલત: ગૃહસ્થો ભાવે છે કે મિથ્યા છે આ આળપંપાળ : ને કોમળ દિલની રમણીઓ તો દિલમાં દ્રવી જઇ અકારણ આંસુડાં પાડી રહી છે. ભોગીજનો ભાવી રહ્યા છે કે ઓહ ! આ અમનચમન આખરે તો કેવાં છે ! ગઇ રાતે પહેરેલી ફૂલમાળાનાં પ્રભાતે છૂંદાએલાં સુકાએલાં ફૂલો જેવાં જ ને !

ઊંચી ઊંચી અટારીઓનાં દ્વાર ઊઘડયાં. આંખો ચોળીને સહુ અંધારા પંથ ઉપર કૌતૂકથી નિહાળી રહ્યાં. સૂના રાજ-માર્ગ ઉપર એક નિદ્રાહીન ભિખારી ઝોળી ફેરવતો, 'જાગો ! ભિક્ષા આપો !' એવા સવાલ નાખતો એકલો ચાલ્યો જાય છે.

ઓહો ! આ તો પ્રભુને દાન દેવાની સુભાગી ઘડી : એ ઘડી કોણ અભાગી ભૂલે ?

રમણીઓએ મુઠ્ઠીઓ ભરીભરી રત્નો વેર્યાં, કોઇએ કંઠનાં આભૂષણો તોડીતોડી ફેંકયાં, તો કોઇએ વેણીનાં મોતી ચૂંટી-ચૂંટી ધરી દીધાં. લક્ષ્મીના વરસાદ વરસ્યા. વસ્ત્રાભૂષણોથી રાજમાર્ગ છવાઇ ગયો.

પરંતુ ભિખ્ખુનો પોકાર તો ચાલુ જ રહ્યો : 'ગૌતમપ્રભુ માટે ભિક્ષા આપો !' તે ચાલ્યો : આભૂષણો અને લક્ષ્મીનાં પૂર વચ્ચે થઇને તે ચાલ્યો. તેનું પાત્ર તો ખાલી જ હતું.

ઓ અજબ ભિખ્ખુ ! તને શાની ભૂખ રહી છે ? તારે શું જોઇએ છે ? પ્રભુની શી ઇચ્છા છે ?

'આ નગરીનાં ઓ નરનારીઓ ! તમારો પ્રભુ મણિમુક્તાનો ભૂખ્યો ન હોય, તમારો પ્રભુ સુંદર વસ્ત્રાભૂષણો ન વાંછે, ફકીરોના પણ એ ફકીરની ભૂખ અનેરી છે. એને તો તમારું સર્વશ્રેષ્ઠ દાન જોઇએ છે.'

ચકિત બનેલાં નરનારીઓ, નિઃશ્વાસ નાખતાં નિહાળી રહ્યાં. બુદ્ધપ્રભુનો ભિખ્ખુ ખાલી ઝોળી સાથે નગરનો દરવાજો વટાવી ગયો. નિર્જન અરણ્યમાં પણ જાણે વનચરોને, પશુપક્ષીઓને, વૃક્ષોને સંભળાવતો હોય તેમ તે પોકારતો જ રહ્યો : 'ગૌતમપ્રભુને માટે ભિક્ષા આપો !'

ધોમ મધ્યાહ્ન તપી રહ્યો હતો તે ટાણે આ નિર્જન અરણ્યમાં કોણ બોલ્યું ? કોણે ઉત્તર આપ્યો ? ત્યાં જુઓ, એક કંગાલ સ્ત્રી ભોંય પર સૂતી છે, એને અંગે નથી આભૂષણ, નથી ઓઢણ, એના દેહ ઉપર એક જ વસ્ત્ર વીંટેલું છે. ક્ષીણ કંઠે એ બોલી : 'હે ભિક્ષુ ! ઊભા રહેજો, એ દેવના પણ દેવને આ રંક નારીની આટલી ભેટ ધરજો.'

એમ કહેતી એ નારી પાસેના ઝાડની ઓથે ભરાઈ ગઇ અને ઝાડની પાછળ પોતાના આખા દેહને સંતાડી એણે માત્ર

એક હાથ બહાર કાઢયો. એ હાથમાં શું હતું? તેના નગ્ન શરીરને ઢાંકનારો પેલો એકનો એક ટુકડો.

ફાટેલું વસ્ત્ર એણે ભિખ્ખુની ઝોળીમાં ફગાવ્યું.

'જય હો! જગત આખાનો જય હો! મહાભિખ્ખુનું હૃદય આજે ધરાવાનું. આજે ગૌતમનો અવતાર સફળ થયો. જય હો ઓ જગજ્જનનિ!'

જૂના ને ફાટેલા એ વસ્ત્રને શિર ઉપર ઉઠાવી, બુદ્ધદેવના ખોળામાં ધરાવવા માટે ભિખ્ખુ ચાલ્યો ગયો.

# ફૂલનું મૂલ

શિયાળાના દિવસો હતા. કડકડતી શીતમાં ફૂલો સુકાઇ ગયેલાં. કુંજોમાં અને બગીચામાં ફૂલઝાડ બધાં શિશુહીન માબાપ જેવાં ઉદાસ ઊભાં હતાં.

પણ પેલું સરોવર કોનું ? એ સરોવરની વચ્ચોવચ્ચ એક કમળ ઊઘડેલું છે. એ તો સુદાસ માળીનું સરોવર. એવું ફૂલ તો વસંતમાં યે ન ખીલે.

સુદાસ આનંદથી છલકાઇ ઊઠયો. એના મનમાં થયું કે 'રાજાજીને આજે આ ફૂલ ભેટ કરી આવીશ." ફૂલોના શોખીન રાજાજી આજે અકાળે આ કમળ જોઇને મને મોં-માગ્યાં મૂલ આપશે.'

વાયુનો એક હિલોળો વાયો; કમળે જાણે ખુશાખુશાલ બનીને છેલ્લો હીંચકો ખાધો; માથા ઉપરથી એક કોયલ ટહૂકતી ગઇ. માળીએ માન્યું કે મંગળ શુકન થયાં.

સહસ્રપાંખડીનું એ ફૂલ લઇને સુદાસ રાજમહેલની સામે વાટ જોઇ ઊભો છે. રાજાજીને સમાચાર કહેવરાવ્યા છે. હમણાં જ રાજા બોલાવશે. મૂલનો લોભી સુદાસ એ ફૂલની શી

શી જતના કરી રહ્યો હતો ! એની પાંખડી ઉપરથી ઝાકળનું એક બિન્દુ પણ સુદાસે નીચે પડવા ન દીધું.

એટલામાં જ રસ્તે એક આદમી નીકળ્યો. કમળને જોતો જોતો એ પુરુષ પાસે આવ્યો. સુદાસને પૂછ્યું : 'ફૂલ વેચવાનું છે?'

'રાજાજીને ધરવાનું છે.' સુદાસે ટૂંકો ઉત્તર દીધો.

'મારે તો રાજાના પણ રાજાજીને ધરવા મન છે. આજે બુદ્ધદેવ પધાર્યા છે. બોલો, શું દામ લેશો ?'

'પણ હું એક *માષા સુવર્ણની આશા કરીને નીકળ્યો છું.'

'કબૂલ છે.'

ત્યાં તો નોબત ગડગડી. શરણાઇનો સૂર આવ્યો. કુંકુમ-ચંદનના થાળ માથે મેલીને રમણીઓનું વૃંદ ગીતો ગાતું ચાલ્યું આવે છે. રાજા પ્રસેનજિત પગે ચાલતા બુદ્ધદેવનાં દર્શને ઊપડયા છે. નગરની બહાર પ્રભુ ગૌતમ પધાર્યા છે.

કમળ જોઇને રાજા હર્ષ પામ્યા. મનમાં થયું કે પ્રભુના પૂજનમાં આજે પુષ્પની જ ઊણપ હતી તે પૂરી થશે. રાજાજીએ પૂછ્યું : 'ફુલનું શું મૂલ લઇશ, સુદાસ ?'

સુદાસ કહે : 'મહારાજ ! ફૂલ તો આ સજ્જને રાખી લીધું.'

'કેટલી કિંમતે ?'

*સોનું તોળવાનું પ્રાચીન કાલનું માપ

'એક માષા સુવર્ણ.'

'હું દશ માષા દઉં.'

રાજાજીને માથું નમાવીને પેલો પુરુષ બોલ્યો : 'સુદાસ, મારા વીશ માષા.'

રાજાજીનું મોં પડી ગયું. તેમનું હૃદય જરા દુભાયું. પેલો પુરુષ બોલ્યો : 'મહારાજ ! હું અને આપ બન્ને પ્રભુ બુદ્ધનાં દર્શને ચાલ્યા છીએ. મારે પણ આ પુષ્પ પ્રભુના ચરણે જ ધરવાનું છે. આ પુષ્પને માટે આજ આંહીં આપણે રાજાપ્રજા રૂપે નથી ઊભા, બે ભક્તો રૂપે ઊભા છીએ. રોષ કરશો મા, હે સ્વામી ! આજે ભક્તિનાં પૂર દુનિયાદારીની મર્યાદા માનતાં નથી.'

હસીને રાજાજી બોલ્યા : 'ભક્તજન ! હું રાજી છું. સુખેથી માગણી કરો. તમે વીસ માષા કહ્યા, તો મારા ચાળીશ.'

'તો મારા..................'

એટલું બોલવા જાય ત્યાં તો સુદાસ બોલી ઊઠયો : 'માફ કરજો મહારાજ ! માફ કરજો સજ્જન ! મારે આ ફૂલ વેચવું જ નથી.' એટલું કહીને તેણે દોટ મૂકી. બન્ને ભક્તો ચકિત નજરે જોઇ રહ્યા.

સુદાસ માળી ફૂલ લઇને નગર બહાર નીકળ્યો. એકલો ઊભો ઊભો એ વિચાર કરે છે કે જે બુદ્ધદેવને ખાતર આ ભક્તો આટલું દ્રવ્ય ખરચે, એ પુરૂષ પોતે કેટલા ધનવાન હશે ! કેટલા દિલાવર હશે ! એને જો આ ફૂલ આપું તો મને કેટલું બધું દ્રવ્ય મળશે !

—

પદ્માસન વાળીને વડલાને છાંયે બુદ્ધ બેઠેલા છે. ઉજ્જવલ લલાટ : મોં પર આનંદ : હોઠમાંથી સુધા ઝરે છે: આંખ-માંથી અમી ટપકે છે : જેવો વાદળાંનો ઘેરો ગંભીર ઘરઘરાટ, તેવી જ એ તપસ્વીની વાણીનો નિર્મળ નાદ છે.

સુદાસ સ્તબ્ધ બનીને ઊભો. એના મોંમાંથી ઉચ્ચાર પણ નથી નીકળતો. એ તો જોઇ રહ્યો છે પેલા સાધુ સામે.

ભોંય ઉપર બેસીને સુદાસે એ પરમ તપસ્વીના પગ આગળ કમળ ધરી દીધું. વડલાની ઘટામાંથી પંખીઓએ ગાન કર્યું, વાયુની એક લહરી વાઇ, કમળની પાંદડીઓ ફરીફરીને હસવા લાગી. સુદાસને શકુન ફળ્યાં.

હસીને બુદ્ધે મીઠે સ્વરે સવાલ કર્યો : ‘હે વત્સ ! કાંઇ કહેવું છે ? કાંઇ જોઇએ છે ?’

ગદ્‌ગદ્ સ્વરે માળી બોલ્યો : ‘બીજું કંઇ યે નહિ. તમારી ચરણરજની માત્ર એક જ કણી.’

# સાચો બ્રાહ્મણ

સરસ્વતી નદીના કિનારા ઉપર એક દિવસ સાંજ પડતી હતી. કિનારે ગૌતમ ઋષિનો આશ્રમ હતો.

જંગલમાં છાણુંલાકડાં લેવા ને ફળફૂલ વીણવા ગયેલ બટુકો પાછા આવી પહોંચ્યા છે. તપોવનની ગાયો ચરીને આશ્રમે આવી છે. કિલકિલાટ કરતા બ્રહ્મચારીઓ નહાઇધોઇને ઋષિજીની આસપાસ પોતપોતાનાં આસન પાથરી ટપોટપ બેસી ગયા છે. વચમાં હોમનો અગ્નિ પ્રગટાવેલો છે. અનંત આકાશમાં પણ એ સાંજને ટાણે, કોઇ શાંત મહર્ષિની આસપાસ, નાના નાના સુકુમાર તારાઓની મંડળી, શિષ્યમંડળીની માફક ચુપચાપ કેમ જાણે હવન કરવા બેસી ગઇ હોય તેવો દેખાવ થયો છે.

હોમાગ્નિમાં ઘી હોમાતું ગયું તેમ અગ્નિની જ્વાલાઓ તપોવનની ઉપર ઝબૂકી ઊઠી. અરણ્યમાં આઘે આઘે–કેટલે આઘે એ જ્યોતિનાં દર્શન કરીને વટેમાર્ગુઓ ચાલતાં હતાં. એવે સમયે આશ્રમને બારણે આવીને એક બાળક લપાતો લપાતો ઊભો રહ્યો. નાના નાના હાથની ગુલાબી હથેળીઓની અંદર અર્ઘ્ય લીધેલું છે. પાસે આવીને એ બટુકે ઋષિજીને ચરણે હાથમાંનાં ફળફૂલ ધરી દીધાં. બહુ જ ભક્તિભર્યાં પ્રમાણ કર્યાં.

ઋષિએ એ નવા અતિથિની સામે સ્નેહમય નજર કરી. કોકિલકંઠે બાળક બોલ્યો : 'ગુરૂદેવ ! મારું નામ સત્યકામ : મારું ગામ કુશક્ષેત્ર : મારી માએ મને બ્રહ્મવિદ્યા શીખવા મોકલ્યો છે.'

હસીને બ્રહ્મર્ષિ મીઠી વાણીમાં બોલ્યા : 'કલ્યાણ થાઓ તારું, હે સૌમ્ય ! તારું ગોત્ર કયું બેટા ? તને ખબર નહિ હોય કે બ્રહ્મવિદ્યા તો માત્ર બ્રાહ્મણના બાળકને જ શિખવાય.'

ધીરે સ્વરે બાળકે કહ્યું : 'મારા ગોત્રની તો મને ખબર નથી, મહારાજ ! હું મારી માને જઇને પૂછી આવું ? પૂછીને તરત જ પાછો આવીશ.'

આતુર બાળક એટલું કહીને ગુરૂને નમન કરી ચાલી નીકળ્યો, સાંજે જ ચાલી નીકળ્યો. અંધારામાં એકલો જ ચાલ્યો, જંગલ વીંધીને ગયો. વનનાં પશુઓની ત્રાડો એને થરથરાવી ન શકી. આશ્રમમાં જઇને ભણવાની એની બડી આતુરતા હતી.

નદીને કિનારે ગામ હતું. ગામને છેડે પોતાની માનું ઝૂંપડું હતું ત્યાં બાળક પહોંચ્યો. ઘરમાં ઝાંખો દીવો બળે છે, ને એની મા જબાલા બારણામાં ઊભી ઊભી દીકરાની વાટ જુવે છે.

પુત્રને છાતી સાથે ચાંપીને માએ પૂછ્યું: 'ઋષિએ શું કહ્યું, બેટા !'

સત્યકામ કહે : 'માડી ! ઋષિજી તો પૂછે છે કે તારું

ગોત્ર કયું ? બ્રહ્મવિદ્યા તો બ્રાહ્મણને જ ભણાવાય. બોલ, માડી ! આપણું ગોત્ર કયું ?'

એ સાંભળીને માતાનું મોં શરમથી નીચે ઢળ્યું, કોમળ કંઠે એ દુઃખી નારી બોલી : 'બેટા ! મારા પ્રાણ ! આ તારી મા એક વખત જુવાન હતી, ગરીબીની પીડામાં પડી હતી. તારે કોઇ બાપ હતો જ નહિ. દેવતાઓની મેં બહુ પ્રાર્થના કરી. દેવતાઓએ દયા કરીને તને મારે પેટે જન્મ આપ્યો. તારે ગોત્ર કયાંથી હોય, વહાલા ! તારે બાપ જ નહોતો.'

★

તપોવનની અંદર બીજા દિવસનું સુંદર સવાર પડયું છે. એ વૃધ્ધ વડલાને છાંયડે વૃદ્ધ ઋષિજી બેઠા છે. એમને વીંટળાઇને પીળાં વસ્ત્રોવાળા બટુકો બેસી ગયા છે. તાજું સ્નાન કરેલું તેનાં જળબિન્દુઓ એ બટુકોની જટામાંથી ઝરી રહેલ છે. તપોવનના પુણ્યની નિર્મળ કીર્તિ એ કુમારોના મોં ઉપરથી કિરણો કાઢી રહી છે. વડલા ઉપર પંખીઓ ગાય છે, ચોપાસનાં ફૂલો ઉપર ભમરાઓ ગાય છે, સરસ્વતીનો પ્રવાહ ગાય છે, ને આશ્રમના કુમારો બધા એક સાથે શાંત સામવેદની ગાથાઓ ગાય છે. એ ચતુરંગી ગાન કેવું ? એકલી બેઠી બેઠી કુદરત ચોતારું કોઇ વાજીંત્ર બજાવી રહી હોય તેવું.

તપોવનના અનેક બટુકો જ્યારે કુદરતના વાજીંત્રની સાથે સૂર મેળવી સંગીત કરી રહ્યા છે, ત્યારે સરસ્વતીને તીરે ચાલ્યો આવતો પેલો સત્યકામ શાં શાં રૂદન કરી રહ્યો છે ? એના મનમાં થાય છે કે ' રે, હું ગોત્રહીન ! મારે કોઇ બાપ નહિ : જગતમાં હું કેવળ એક આકાશમાંથી ખરી પડેલો

તારો! હું માત્ર સત્યકામ! અર્થહીન એક શબ્દ! આ મારા જેવા જ અનેક કુમારો આંહીં ગાન કરી રહ્યા છે. ઋષિ એને ખોળામાં બેસાડે છે, છાતીએ દાબે છે, ચુંબન કરે છે. બટુકોની આ મંડળીમાં પગ મૂકવાનું મારે માટે બંધ છે. હું ગોત્રહીન!'

શરમાતો શરમાતો એ બાળક આઘે ઊભો રહ્યો. ઋષિજીની નજર પડી, સત્યકામને બોલાવ્યો :

'આંહીં આવ, બેટા! તારૂં ગોત્ર કયું, હે સુંદર બાળક?'

બાળકે નીચું વળેલું મસ્તક ઊંચું કર્યું. એની કાળી કાળી બે મોટી આંખોની પાંપણો આંસુથી ભીંજાઇ. એ બોલ્યો :

' મહારાજ! માએ રડીને કહ્યું કે મારે કોઇ પિતા નહોતો. માએ દેવતાની બહુ ભક્તિ કરેલી, એટલે દેવતાઓએ એ ગરીબ માને પેટે મને જન્મ દીધો. મારે કોઇ ગોત્ર જ નથી.'

બટુકોની મંડળીમાં હસાહસ ચાલી. મધપુડા ઉપર પથ્થરનો ઘા થાય ને જેમ માખીઓ બણબણી ઊઠે, તેમ વિદ્યાર્થીઓમાં કોલાહલ ફેલાયો.

કોઇ મશકરી કરતો કરતો સત્યકામની સામે હસે છે.

કોઇ કહે છે કે: 'અરરર! એને બાપ જ નહિ.'

કોઇ બોલ્યો: 'ધિઃકાર છે. એને ગોત્ર જ ન મળે.'

કોઇ કહે: 'શું મોઢું લઇને એ આંહીં પાછો આવ્યો?'

કોઇ કહે: 'ગુરુજી એની સાથે કાં વાતો કરે?'

સત્યકામની આંખોમાંથી અશ્રુની ધાર ચાલી. મશ્કરી સાંભળીને એના માથામાં એક જ અવાજ ગાજી રહ્યો :

'હું પિતાહીન ! હું ગોત્રહીન !'

ઋષિના કાન મંડાયા છે પેલા બટુકોના ટિખળ તરફ; ઋષિની આંખો ચોંટી છે આ નબાપા બાળકના સુંદર ચહેરા તરફ; બ્રહ્મર્ષિનું હૃદય વિચારે છે કે 'ધન્ય છે તને, હે સત્યવાદી બાળક !'

આસન ઉપરથી આચાર્ય ઊભા થયા. બાહુ પસારીને એમણે રડતા બાળકને આલિંગન કર્યું. વેદિની પાસે એને ખેંચી લીધો ને કહ્યું : 'તું ગોત્રહીન નહિ, તું પિતાહીન નહિ, તું અબ્રાહ્મણ નહિ, હે બેટા ! તું જ શુદ્ધ બ્રાહ્મણ. તારા ગોત્રનું નામ સત્યગોત્ર. એ નામ કદાપિ ભૂલીશ નહિ, હો તાત !'

સ્તબ્ધ બનીને બટુકો જોઇ રહ્યા. એમનાં મોઢાં નીચાં નમ્યાં. તપોવનમાં એક બ્રહ્મચારી વધ્યો. ગુરુદેવનો સૌથી વધારે વહાલો બાળ એ સત્યકામ બન્યો.

# અભિસાર

મથુરા નગરીના ગઢની રાંગે એક સંન્યાસી સૂતેલા છે. એનું નામ ઉપગુપ્ત.

શ્રાવણ મહિનાની ઘોર રાત્રી જામતી હતી. નગરના દીવા પવનને ઝપાટે ઝપાટે બુઝાતા હતા. ગામના દરવાજા ધીરે ધીરે બંધ થવા લાગ્યા. નગરને કાંગરે દીવા નથીઃ ઘનઘોર આકાશમાં તારા યે નથી.

એકાએક એ સૂતેલો સંન્યાસી અંધારામાં કેમ ઝબકી ઊઠયો! ઝાંઝરના ઝંકાર કરતો એ કોનો મધુર ચરણ એની છાતી સાથે અફળાયો?

ક્ષમાથી ભરપૂર એ યોગીની આંખો ઉપર એક ગુપ્ત દીવાનું આસમાની અજવાળું પડયું. એ કોણ હતું?

એ તો મથુરાપુરીની સર્વશ્રેષ્ઠ નટી પેલી વાસવદત્તા: આજ અંધારી રાત્રે એ કોઇ પ્રિયતમની પાસે જવા નીકળી છે. એના આસમાની ઓઢણાની અંદરથી યૌવન ફાટફાટ થતું તોફાને ચડયું છે. અંગ ઉપર આભૂષણો રણઝણી રહેલાં છે. મદોન્મત્ત એ રમણી આજ તો વળી વહાલાને ભેટવા

સારુ ભાન ભૂલેલી છે. પુર જોશમાં એ ધસ્યે જાય છે. અચાનક અંધારામાં એના કોમલ પગ સાથે સંન્યાસીનું શરીર અફળાયું. વાસવદત્તા થંભીને ઊભી રહી.

ઓઢણાના છેડામાં છુપાવેલો ઝીણો દીવો ધરીને એ સુંદરી સાધુના મોં સામે નિહાળી રહી. સુકુમાર ગૌર કાંતિ: હાસ્યભરી એ તરુણાવસ્થા : નયનોમાં કરુણાનાં કિરણો ખેલે છે : ઉજ્જ્વળ લલાટની અંદર જાણે ચંદ્રની શીતળ શાંતિ દ્રવે છે : શાં અલૌકિક રૂપ નીતરતાં હતાં !

હાય રે રમણી ! આવું રૂપ આજે ધરતી ઉપર રગદોળાય છે. એને ઢાંકવા પૂરાં વસ્ત્રો પણ નથી. તું શું જોઇ રહી છે ? શામાં ગરક થઇ ગઇ છે હેં નારી ? પગ ઉપાડ, પગ ઉપાડ. રાજમહેલનો નિવાસી કોઇ પ્રેમી તારી વાટ જોતો ઝરૂખામાં ઊભો તલખતો હશે.

સંન્યાસીનો ચરણ સ્પર્શીને વાસવદત્તા દીન વચને બોલી : 'હે કિશોર કુમાર ! અજાણ્યે આપને વાગી ગયું. મને માફ કરશો ?'

કરુણામય કંઠે સાધુ બોલ્યા : 'કાંઇ ફિકર નહિ, હે માતા ! સુખેથી સીધાવો. તમારે વિલંબ થતો હશે.'

તો યે આ અભિસારિકા કાં હટતી નથી ? એના પગ કોણે ઝાલી રાખ્યા છે ?

ફરીવાર એ દીન અવાજે બોલી : 'હે તપસ્વી ! આવું સુકોમલ શરીર આ કઠોર ધરતી ઉપર કાં રગદોળો છો ? નિર્દય લોકોએ કોઇએ એક સુંવાળું બિછાનું યે ન કરી આપ્યું ?'

સાધુએ અબોલ રહીને હસ્યા જ કર્યું.

'મારે ઘેર પધારશો ? એકાંતમાં પથારી કરી આપીશ. પધારો, હું પાછી વળું.'

'હે લાવણ્યના પુંજ ! આજે તો જેનો વારો છે તેની પાસે જ જઇ આવો. એક દિવસ મારો પણ વારો આવશે ત્યારે હું વિના બોલાવ્યો તમારી કુંજમાં ચાલ્યો આવીશ. આજે તો સીધાવો જેને કોલ દીધો છે તેની પાસે.'

એટલી વારમાં તો અંધારેલાં વાદળાં તૂટી પડયાં. આકાશનું હૃદય ચીરીને વીજળી જાણે ઘર છોડી અભિસાર કરવા નીકળી પડી. ઘોર ગર્જના થઇ. જાણે પ્રલયના શંખ ફુંકાયા. ત્રાસથી એ રમણી કંપી ઊઠી. કોને માલૂમ છે કે કયાં સુધી એ કોમલાંગી ભીંજાણી હશે, થરથર કમ્પી હશે, ને રડી હશે ! એનો અભિસાર એ રાત્રિયે અધૂરો રહ્યો.

★

શ્રાવણ મહિનો વીતી ગયો. ત્યાર પછી તો ઘણાએ મહિના આવ્યા ને ગયા. ચૈત્ર માસની સાંજ પડે છે. વ્યાકુળ બનીને વાયુ જાણે કોઇને ભેટવા ચાલ્યો છે. માર્ગ પરનાં તરુવરોને કુંપળો ફૂટી છે. રાજાજીના બગીચામાં આજે બોરસલ્લી અને પારિજાતકનાં અપરંપાર ફૂલો મહેકી ઊઠયાં છે. મથુરા નગરીનાં તમામ નરનારીઓ આજે મધુવનમાં વસંતોત્સવ કરવા ગયાં છે. નિર્જન એ નગરીના ઝરૂખાઓમાં ડોકિયાં કરીકરીને આકાશનો ચંદ્ર મલકી રહ્યો છે. દૂરદૂરથી ગળાઇને બંસીના સ્વરો આવે છે. ચંદ્રના એ અજવાળાની

અંદર, નિર્જન રાજમાર્ગ ઉપર એ કોણ ચાલ્યો જાય છે? એ તો પેલો સંન્યાસી ઉપગુપ્ત. પણ એ સંન્યાસી રાત્રિયે કાં રખડે? દૂરદૂરથી બંસીના સ્વરો આવે છેઃ માથા ઉપર વૃક્ષોની ઘટામાં કોયલ ટહૂકે છેઃ સામે ચંદ્ર હસે છેઃ આજે એ તપસ્વીની અભિસારરાત્રિ આવી પહોંચી કે શું?

નગર છોડીને તપસ્વી ગઢની રાંગે રાંગે ચાલ્યો. અજવાળું વટાવીને આંબાની અંધારી ઘટામાં પેઠો. એકાએક એના પગ થંભ્યા. એ પગની પાસે શું પડયું હતું?

દુર્ગંધ મારતું એક માનવશરીરઃ અંગના રોમેરોમમાં શીતળાનો દારુણ રોગ ફાટી નિકળેલો છે. આખો દેહ લોહીપુરમાં લદબદ થઇ ગેગી ગયો છે. કાયા સળગીને જાણે કાળી પડી ગઇ છે.

ગામના લોકોએ એ ચેપી રોગમાં પીડાતી કોઇ બિચારી સ્રીને ઘસડીને નગરની બહાર નાખી દીધેલી છે.

પાસે બેસીને સંન્યાસીએ એ બિમારનું માથું ઉપાડી ધીરે ધીરે પોતાના ખોળામાં મેલ્યું, 'પાણી પાણી' નો પોકાર કરતા એ બે હોઠ ઉપર શીતળ પાણી રેડયું, કપાળ ઉપર પોતાનો સુકોમળ શીતળ હાથ મેલીને શાંતિનો મંત્ર ગાયો, ચંદનનો લેપ લઇને એ સડેલા શરીરને અંગે પોતાને હાથે મર્દન કર્યું ને પછી દરદીને મધુર અવાજે પૂછ્યું : 'કાંઇ આરામ વળે છે, ઓ સુંદરી?'

'તમે કોણ, રે દયામય! તમે કયાંથી આવ્યા?' દુર્બલ અવાજે દરદીએ પ્રશ્ન કર્યો. એની આંખોમાંથી આંસુની ધારા છૂટી.

મંદ મંદ મુખ મલકાવીને સાધુ કહે છે : ‘ ભૂલી ગઈ, વાસવદત્તા ! શ્રાવણ માસની એ ઘનઘોર રાત્રિયે આપેલો શું યાદ નથી આવતો ? આજે મારા અભિસારની આ મીઠી રાત્રિ આવી છે, ઓ વાસવદત્તા ! ’

આંબાની ઘટામાંથી મંજરીઓ ઝરી. કોયલ ટહુકી. ચંદ્ર મલક્યો. યોગીનો અભિસાર ઊજવાયો.

# વિવાહ

રાતનો બીજો પહોર જામતો ગયો તેમ તેમ શરણાઈઓ-માંથી બિહાગના સુર નીકળવા લાગ્યા. ઢોલનગારાંનો કોલાહલ બંધ છે. માયરાની નીચે છેડાછેડી બાંધેલ વરકન્યા આંખો નમા-વીને સપ્તપદીના મંત્રો સાંભળી રહ્યાં છે. ચોપાસના ઝરૂખાઓની બારીઓ ખોલીખોલીને નગરની રમણીઓ ઘૂમટાનાં ઝીણાં બાંકોરાંમાંથી વર-કન્યાને જોઇ રહી છે. આષાઢના નવમા દિવ-સની એ ઝરમર ઝરમર વરસતી રાત્રિયે, ધીરું ધીરું આકાશ ગરજે છે ને ધરતી ઉપર ધીરી ધીરી શરણાઇ બોલે છે. એ કોણ પરણે છે?

એક ક્ષત્રિય રાજા પરણે છે. મારવાડનો એક મંડળેશ્વર મેડતાનો તરુણ રાજા. શરણાઇના એકલા સૂર ક્ષત્રિયના વિવાહમાં નહિ તો બીજે કયાં વાગે?

ઇશાન ખૂણામાંથી વાયુના સૂસવાટા વાય છે. આકાશની છાતી ઉપર વાદળાં ઘેરાય છે. માયરામાં મણિજડિત ઝુમ્મરો લટકે છે, દીવાઓ જાણે એ મણિઓની અંદર પોતાનાં હજારો પ્રતિબિંબો નિહાળી નિહાળીને નાચી રહ્યા છે.

જ્યોતિઓથી ઝળહળતા એ લગ્નમંડપમાં અચાનક કોણ

વિદેશી આવીને ઊભો રહ્યો ? દરવાજે આ રણભેરી કોણે બજાવી ? આ ગઢના નગારા પર ડાંડી કેમ પડી ?

જાનૈયાઓ વીજળીના ચમકારની જેમ ખડા કેમ થઈ ગયા ? તલવાર ખેંચીને ક્ષત્રિઓ વરકન્યાની આસપાસ કાં વીંટળાઈ વળ્યા ? કોઈ યમદૂત આવી પહોંચ્યો કે શું ?

ના; એ તો મારવાડરાજનો દૂત આવ્યો છે. વરરાજાના હાથમાં એક લોહીથી છાંટેલો કાગળ મૂકે છે અને સંદેશો સંભળાવે છે : 'દુશ્મનો મારવાડમાં આવીને ઊભા છે, મરુધરપતિ રામસિંહ રણે ચડી ચૂકયા છે. જોધાણનાથે કહાવ્યું છે કે, હે માંડળિકો ! હથિયાર લઈને હાજર થજો. બોલો, રાણા રામસિંહનો જય !'

મેડતાનો રાજા માયરામાં ઊભો ઊભો ગરજી ઊઠયો કે 'જય, રાણા રામસિંહનો જય.' એની ભ્રુકૂટિ ખેંચાઈ ગઈ અને કપાળ પર પરસેવાનાં બિન્દુ જામ્યાં. પરણતી કન્યાની નમેલી આંખોમાં આંસુ છલછલ થાય છે. એનું અંગ થર થર થાય છે. પુરુષ પોતાની પરણેતરની સામે ત્રાંસી એક નજર નાખવા જાય ત્યાં તો દૂત બૂમ પાડી ઊઠયો કે 'રાજપૂત સાવધાન ! હવે સમય નથી.' એ ભીષણ અવાજથી આખો મંડપ જાણે કમ્પી ઊઠયો, દીવાની જ્યોતો જાણે થંભી ગઈ.

'અશ્વ લાવો, રે કોઈ દોડો ! અશ્વ લાવો.' રાજાએ સાદ કર્યો. ચાર નેત્રો મળી ન શકયાં. મુખમાંથી વિદાયનો એક ઉચ્ચાર પણ ન કરી શકાયો. એ વીરની છાતીમાંથી આંસુ ઊઠયાં તે આંખોને ખૂણે આવીને જ પાછાં વળી ગયાં. હણહણતો અશ્વ આવી પહોંચ્યો. એનો એ લગ્નમુગટ, એની

એ ગુલાલભરી અંગરખી, હાથમાં એનો એ મંગળમીંઢોળ: ને રાજા અશ્વ ઉપર ચડી ચાલી નીકળ્યો. કન્યા તો ઘોડાના ડાબલા સાંભળતી રહી. મંડપના દીવા મણિમાળામાં પોતાનાં મોં નિહાળતા રહ્યા, પુરોહિતનો મંત્રોચ્ચાર અરધે આવીને ભાંગી ગયો અને શરણાઇના સૂરો શરણાઇના હૈયામાં જ સમાયા. અધૂરી રહેલી સપ્તપદી હવે કયારે પૂરી થવાની હશે?

કન્યાને અંતઃપુરમાં લાવીને માએ રડતાં રડતાં કહ્યું: 'અભાગણી દીકરી! પાનેતર ઉતારી નાખ. મીંઢોળ છોડી નાખ. ગયેલો ઘોડેસ્વાર હવે કયાંથી પાછો આવે?'

કુમારી કહે: 'પાનેતર ઉતારવાનું કહેશો નહિ માડી! ને બાંધ્યા મીંઢોળ હવે છૂટવાના નથી. આ વેશે જ હું હમણાં મેડતાપુરને માર્ગે ચાલી નીકળીશ. ચિંતા કરશો નહિ, મા! રજપૂત પાછો આવ્યા વિના રહેશે નહિ. અધૂરા રહેલા ફેરા ત્યાં જઇને ફરી લેશું.'

પુરોહિતે આવીને આશિર્વાદ દીધો. દુર્વાનાં પવિત્ર તરણાં સાથે બંધાવ્યાં. નગરની નારીઓનાં મંગળ ગીત સાંભળતી સાંભળતી રાજકુમારી વેલડીમાં બેઠી. સાથે રંગીન વસ્ત્રો પહેરીને દાસદાસીઓ નીકળ્યાં.

માતા બચ્ચી ભરીને કહે છે કે: 'બેટા! આવજે હો!'

એની આંખમાં આંસુ સમાયાં નહિ.

બાપુ માથે હાથ મેલીને બોલ્યા: 'દીકરી! આવજે હો!' એણે મોં ફેરવી લીધું.

છાનીમાની એણે આંખો લૂછી. ઘૂઘરીઆળી વેલ્ય, ધૂળના ગોટા ઉડાડતી પાદર વળોટી ગઇ, નદીને પેલે પાર ઊતરી ગઇ, સ્મશાનની પડખે થઇને નીકળી ગઇ. માબાપ જોઇ રહ્યાં. એ જાય! એ દેખાય! એ આકાશમાં મળી જાય! એ શરણાઇનો સૂર સંભળાય!

અધરાત થઇ, અને મેડતાપુરના દરવાજા પાસે મશાલોનો પ્રકાશ ઝગહળી ઊઠયો. શરણાઇઓના ગહેકાટ સાથે રાજકુમારી આવી પહોંચી.

નગરને દરવાજે પ્રજાજનોની મેદની જામેલી છે. સહુનાં અંગ ઉપર સફેદ વસ્ત્રો છે.

પ્રજાજનો બૂમ પાડી ઊઠયા : 'શરણાઇ બંધ કરો.'

શરણાઇ બંધ પડી. દાસદાસીઓએ પૂછ્યું : 'શી હકીકત છે?'

નગરજનો બોલી ઊઠયાઃ 'મેડતાના રાજા આજે યુદ્ધમાં મરાયા. આંહીં એની ચિતા ખડકાય છે. એને અગ્નિદાહ દેવાશે.'

કાન માંડીને રાજકુમારીએ વાત સાંભળી. આંસુનું એક ટીપું પણ એ બે આંખોમાંથી ટપકયું નહિ. વેલડીનો પડદો ખોલીને કુમારીએ હાકલ મારી : 'ખબરદાર! શરણાઇ બંધ કરશો મા! અજે અધૂરાં લગ્નો પૂરાં કરશું. છેડાછેડીની જે ગાંઠ બંધાઇ છે તેને ફરી ખેંચી બાંધશું, આજે સ્મશાનના પવિત્ર અગ્નિદેવની સમક્ષ, ક્ષત્રિઓની મહાન મેદિની વચ્ચે સપ્તપદીના બાકી રહેલા મંત્રો બોલશું.'

'બજાવો શરણાઇ, મીઠા મીઠા સૂરની બધી યે રાગણીઓ બજાવી લો.'

ચંદનની ચિતા ઉપર મેડતારાજનું મૂર્દું સૂતું છે. માથા પર એનો એ લગ્નમુગટ: ગળામાં એની એ વરમાળા: કાંડા ઉપર એનો એ મીંઢોળ: વિવાહ વખતનું એ મૃદુ હાસ્ય હજુ હોઠ ઉપર ઝલકી રહ્યું છે. મૃત્યુએ એ વરરાજાની કાંતિનું એક કિરણ પણ નથી ઝૂંટી લીધું. સૂતેલો વરરાજા શું કન્યાની વાટ જોતો જોતો મલકી રહ્યો છે?

વેલ્યમાંથી રાજકુમારી નીચે ઊતર્યાં, છેડાછેડી બાંધીને વરરાજાના ઓશીકા આગળ બેઠાં, સૂતેલા સ્વામીનું માથું ખોળામાં લીધું. સપ્તપદીનો ઉચ્ચાર આરંભ્યો.

નગરની નારીઓનાં વૃંદ આવીને મંગળ ગીતો ગાય છે, પુરોહિત 'ધન્ય ધન્ય' પુકારે છે. ચારણો વીરાંગનાનો જયજયકાર બોલાવે છે, અને ભડભડાટ કરતી ચિતા સળગી ઊઠે છે.

જય હો એ ક્ષત્રિ જુગલનો.

# માથાનું દાન

કોશલ દેશના મહારાજાની તોલે તો કોઇ ન આવે. દુઃખીને એ શરણુ દેનારા અને દીનના એ પિતામાતા. એવાં એનાં યશોગાન ગવાતાં. પ્રભાતે એનું નામ લઇને લોકો પાવન થતાં.

કાશીનગરીની અંદર એક દિવસ ઉત્સવ થાય છે. દેવાલયોમાં ઘંટારવ બજે છે, લોકોનાં ટોળેટોળાં ગીતો ગાય છે: ‘જય કોશલપતિ!’ સાંજને ટાણે સ્ત્રીઓએ પોતાના આંગણામાં દીપમાળ પ્રગટાવી છે.

કાશીરાજ પૂછે છે: ‘આ બધી શી ધામધૂમ છે?’

પ્રધાન કહે કે: ‘કોશલના ધણીનો આજે જન્મદિવસ છે.’

‘મારી પ્રજા કોશલના સ્વામીને શા માટે સન્માન આપે?’

‘મહારાજ! પુણ્યશાળી રાજા માત્ર પોતાના મુલકમાં જ નહિ પણ જગત આખાના હૃદય ઉપર રાજ કરે છે. એની માલિકીને કોઇ માટીના સીમાડા ન અટકાવી શકે.’

‘એ...એ...મ!’ કાશીરાજે દાંત ભીંસ્યા. ઇર્ષાથી એનું હૃદય સળગી ઊઠયું.

ચુપાચુપ એકવાર કાશીની સેનાએ કોસલ ઉપર છાપો માર્યો. સેનાને મોખરે કાશીરાજ પોતે ચાલ્યા.

સેના વિનાનો એ નાનો રાજા કોશલેશ્વર બીજું શું કરે ? ખડગ ધરીને રણે ચડયો, હાર્યો, લજ્જા પામીને જંગલમાં ગયો. પોતાને નગર પાછા આવીને કાશીરાજ વિજયોત્સવની રાહ જોઇ ઊભા રહ્યા.

'કોશલનું આખું રાજ મેં કબજે કર્યું છે. એની રિદ્ધિ-સિદ્ધિ મારી પ્રજા ભોગવશે. એ દેશના ઉચ્ચ હોદ્દાઓ ઉપર મારી રૈયતનાં માણસોને બેસાડીશ.' એવા વિચારોમાં કાશી-રાજ હરખાતો સામૈયાની વાટ જોતો રહ્યો.

પ્રજાએ હાહાકાર કરી મૂકયો. ઘેરઘેર તે દિવસે શોક પળાયો. રાજાની ઇર્ષાનો ભડકો વધુ ભીષણ બન્યો. દેશદેશમાં એણે પડો વજડાવ્યો કે 'કોશલરાજાનું માથું કોઇ લાવી આપે તો એને સવામણ સોનું આપું.' દેશેદેશમાં 'ધિઃકાર ! ધિઃકાર !' થઇ રહ્યું.

★

જંગલમાં એક ભિખારી ભટકતો હતો. એની પાસે આવીને એક મુસાફરે પૂછયું : 'હે વનવાસી ! કોશલ દેશનો રસ્તો કયો ?'

ભિખારીએ નિઃશ્વાસ નાખી કહ્યું : 'હાય રે અભાગી દેશ ! ભાઇ, એવું તે શું દુઃખ પડયું છે કે તું બીજા સુખી મુલક છોડીને દુઃખી કોશલ દેશમાં જાય છે ?'

મુસાફર બોલ્યો : 'હું એક ખાનદાન વણિક છું. ભરદરીએ મારાં બારે વહાણ ડૂબી ગયાં છે. મારે માથે કરજનું કલંક

છે. મન તો ઘણુંયે થાય છે આપઘાત કરવાનું. પણ કરજ ચૂકવ્યા સિવાય કેમ મરાય ? હે વનવાસી ! એટલા માટે હું કોશલના ધણી પાસે જઇને મારી કથની કહીશ. એની મદદ લઇ ફરી વેપાર જમાવીશ. કમાઇને કરજ ચુકાવીશ.'

એ સાંભળીને પેલા ભિખારીનું મોં જરાક મલકાયું. તરત એની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.

એ બોલ્યો : 'હે મુસાફર ! તારો મનોરથ પૂરો થશે. મારી સાથે ચાલીશ ?'

બન્ને જણ ચાલ્યા. કાશીનગરમાં પહોંચ્યા. રાજસભામાં દાખલ થયા. એ જટાધારી ભિખારીના મોં ઉપર કોઇ રાજવી કાંતિ ઝલકતી હતી. કાશીરાજની આંખો એ કંગાલ ચહેરા ઉપર ચોંટી. એણે પૂછયું : 'કોણ છો ? શા પ્રયોજને આંહી આવેલ છો ?'

ભિખારી કહે : 'હે રાજન્ ! સુખસમાચાર દેવા આવ્યો છું.'

'શું ?'

'કોશલરાજનું માથું લાવનારને આપ શું દેશો ?'

'કયાં છે ? કયાં છે ? લાવ જલદી. સવા મણ સોનું આપું, અઢી મણ સોનું આપું. કયાં છે એ માથું ?'

'રાજાજી ! અઢી મણ સોનું આ વણિકને જોખી આપો અને સુખેથી આ માથું વાઢી લો.'

રાજા સ્તબ્ધ બનીને કોઇ પથ્થરની પ્રતિમા શો આંખો ફાડી રહ્યો.

'નથી ઓળખતા, કાશીરાજ? એટલામાં શુ ભૂલી ગયા? ઝીણી નજરે નિહાળી લો, આ કોશલરાજનું જ મોઢું કે બીજા કોઇનું?'

'કોશલના સ્વામી! હું આ શું જોઉં છું? આ તે સત્ય છે કે સ્વપ્ન?'

'સ્વપ્ન નહિ, રાજા! સત્ય જુવો છો. ચાલો, જલદી ખડગ ચલાવો, આ વણિકની આબરૂ લૂંટાય છે.'

ઘડીવાર તો કાશીરાજ અબોલ બની બેસી રહ્યા. પછી એણે મોં મલકાવીને કહ્યું: 'વાહ વાહ, કોશલપતિ! મારું આટઆટલું માનખંડન કર્યું, ને હજી યે શું માથું દઇને મારા પર વિજય મેળવવાની આ જુક્તિ જમાવી છે કે! ના, ના, હવે તો આપની એ બાજીને હું ધૂળ મેળવીશ. આજના નવીન રણસંગ્રામમાં તો હું જ આપને હરાવીશ.'

એટલું કહી, એ જર્જરિત ભિખારીના મસ્તક પર કાશીરાજે મુગટ પહેરાવ્યો, એને પોતાની બાજુએ સિંહાસને બેસાર્યો, ને પછી ઊભા થઇ, સન્મુખ જઇ, અંજલિ જોડી કહ્યું: 'હે કોશલરાજ! રાજ તો પાછું આપું છું, પણ વધારામાં મારું હૃદય પણ ભેટ ધરું છું. બદલામાં તમારું માથું લઉં છું: પણ ખડગની ધાર પર નહિ, મારા હૈયાની ધાર પર.'

# રાણીજીના વિલાસ

કાશીનાં મહારાણી કરુણા એક સો સહિયરોની સાથે આજ નહાવા નીકળ્યાં છે. વરુણા નદીનાં નિર્મળાં નીર છલછલ કરતાં વહે છે અને માહ મહિનાનો શીતળ પવન સૂ સૂ કરતો વાય છે.

નગરથી આઘેના એ નદીઘાટ ઉપર આજે કોઇ માનવી નથી. પાસે કેટલાક ગરીબ લોકોનાં ઝૂંપડાં છે. રાજાજીની આજ્ઞા હતી કે રાણીજી સ્નાન કરવા પધારે છે, માટે સહુ ઝૂંપડાવાસીઓ બહાર નીકળી જાઓ. એ કારણે ઝૂંપડાં નિર્જન પડયાં છે.

ઉત્તર દિશાના પવને આજ નદીને પાગલ બનાવી છે. પાણીની અંદર સવારનો સોનેરી પ્રકાશ પીગળી રહ્યો છે. છલછલ અવાજે નાચ કરતી ચાલી જતી નદી જાણે કોઇ એક નટી દિસે છે : જેની ઓઢણીમાંથી લાખ લાખ હીરા ને માણેક ઝળહળ ઝળહળ થઇ રહેલ છે.

રમણીઓ નહાય છે. અંતઃપુરના બંદીખાનેથી છૂટેલી એક સો સખીઓ આજે શરમનાં બંધન શી રીતે માને ? એકસો કંઠના કલકલ ધ્વનિ, હાસ્યના ખડખડાટ, સુકોમળ હાથના છબછબ અવાજ અને મીઠા વાર્તાલાપ : નદી જાણે એ બસો

હાથની થપાટો ખાઇને પાગલ બની, આકાશમાં જાણે શોર મચ્યો.

નહાઇને મહારાણી કાંઠે આવ્યાં; બૂમ પાડીને બોલ્યાં : ' અલી, કોઇ દેવતા સળગાવો. હું ટાઢમાં થરથરું છું. '

સો સખીઓ છૂટી અને ઝાડની ડાળીઓ ઝાલીને તાણવા લાગી. પણ એ સુકોમળ હાથમાં એક પણ ડાળ ભાંગવાની તાકાદ ક્યાંથી હોય ! રાણીજીએ બૂમ મારી : ' અલી ! જુવો આ સામે ઘાસનાં ઝૂપડાં રહ્યાં. એમાંથી એક ઝૂંપડાને દિવાસળી લગાવો. એના તાપમાં હું હાથપગનાં તળિયાં તપાવી લઇશ. '

માલતી નામની દાસી કરુણ કંઠે બોલી : 'રાણીમા, આવી મશ્કરી તે હોય ! એ ઝૂંપડીમાં કોઇ સાધુસંન્યાસી રહેતા હશે, કોઇ ગરીબ પરદેશી રહેતાં હશે, એ બિચારાંના એક નાના ઘરને પણ સળગાવી દેશો ? '

' અહો મોટાં દયાવંતાં આ ! ' રાણીજી બોલ્યાં : ' છોકરીઓ ! કાઢો અહીંથી આ દયાળુની છોકરીને અને સળગાવી દો એ ઝૂંપડું. ટાઢમાં મારા પ્રાણ નીકળી જાય છે. '

દાસીઓએ ઝૂંપડાને દિવાસળી લગાવી. પવનના સૂસવાટાની અંદર જ્વાલા ભભૂકી. પાતાળ ફોડીને નીકળેલી અંગારમય નાગણીઓ જેવી એ મદોન્મત્ત સ્ત્રીઓ ગાનગર્જન કરતી કરતી માતેલી બની ગઇ.

પ્રભાતનાં પંખીઓએ પોતાના કિલકિલાટ બંધ કર્યા. ઝાડ ઉપર કાગડા ટોળે વળીને ચીસો પાડવા લાગ્યા. એક ઝૂંપડેથી બીજે ઝૂંપડે દા લાગ્યો. જોતજોતામાં તો બધાં ઝૂંપડાં બળીને ભસ્મ થયાં.

અરુણરંગી રેશમી ઓઢણીના પાલવડા ફરકાવતાં રાણીજી, રમતાં ને ખેલતાં, સખીઓની સાથે પાછાં વળ્યાં.

રાજાજી ન્યાયાસન પર બેઠેલા હતા. પોતાનાં ઝૂંપડાંને રાણીજીની ટાઢ ઉરાડવા માટે આગ લાગી ગઇ એટલે ગૃહહીન બનેલાં ગરીબ લોકોએ રાજસભામાં આવી કકળાટ કરી મૂકયો. રાજાજીએ વાત સાંભળી. એની મુખમુદ્રા લાલચોળ થઇ ગઇ. તત્કાળ પોતે અંતઃપુરમાં પધાર્યા.

'રાણીજી ! અભાગણી પ્રજાનાં ઘરબાર બાળી ખાખ કર્યાં તે કયા રાજધર્મ અનુસાર ?' રાજાજીએ પ્રશ્ન કર્યો.

રિસાઇને રાણી બોલ્યાં : 'કયા હિસાબે એ ગંદાં ઝૂંપડાંને તમે ઘરબાર કહો છો ! એ પચીસ ઝૂંપડાંનું કેટલું મૂલ્ય ? રાજારાણીના એક પ્રહરના અમનચમનમાં કેટલું દ્રવ્ય ખરચાય છે, રાજા ?'

રાજાની આંખોમાં જ્વાલા સળગી. રાણીને એણે કહ્યું: 'જ્યાંસુધી આ રાજવી ઝરૂખામાં બિરાજ્યાં છો ત્યાં સુધી નહિ સમજાય કે કંગાલના ઝૂંપડાં બળી જાય તો કંગાલને કેટલું દુઃખ પડે ! ચાલો, હું તમને એ વાત બરાબર સમજાવું.'

રાજાજીએ દાસીને બોલાવી આદેશ દીધો : 'રાણીના રત્નાલંકારો કાઢી નાખો. એના અંગ ઉપરની સુંવાળી ઓઢણી ઉતારી લો.'

અલંકારો ઊતર્યા. રેશમી ઓઢણી ઊતરી.

'હવે કોઇ ભિખારી નારીનાં વસ્ત્રો લાવી રાણીને પહેરાવો.' રાજાએ હુકમ કર્યો.

દાસીએ આજ્ઞાનુસાર કર્યું. રાજાજી રાણીનો હાથ ઝાલીને રાજમાર્ગ ઉપર લઈ ગયા. ભરમેદિની વચ્ચે રાજાએ કહ્યું કે 'કાશીનાં અભિમાની મહારાણી ! નગરને બારણે બારણે ભીખ માગતાં માગતાં ભટકજો. એ ભસ્મીભૂત ઝૂંપડાં ફરીવાર ન બંધાવી આપો ત્યાંસુધી પાછાં ફરશો મા. વરસ દિવસની મુદત આપું છું. એક વરસ વીત્યે ભરસભામાં આવીને, માથું નમાવી, પ્રજાને કહેજો કે થોડીએક કંગાલ ઝૂંપડીઓને સળગાવી નાખવામાં જગતને કેટલી હાનિ થઈ !'

રાજાજીની આંખોમાં આંસુ છલકાયાં. રાણીજી એ ભિખારિણીને વેશે ચાલી નીકળ્યાં. તે દિવસે રાજાજી ફરી ન્યાયાસન પર બેસી શકયા નહિ.

# પ્રભુની ભેટ

આખા દેશની અંદર ભક્ત કબીરની કીર્તિ વિસ્તરી ગઇ. સાધુસંતો એનાં ભજનોની ધૂન મચાવી ઠેરઠેર મસ્તી જગવતાં.

કબીરજીની ઝૂંપડીએ અપરંપાર લોકો આવવા લાગ્યાં.

કોઇ આવીને કહેશે 'બાબા, એકાદ મંત્ર સંભળાવીને મારું દરદ નિવારોને!'

કોઇ સ્ત્રીઓ આવીને વિનવશે કે 'મહારાજ ! પાયે પડું; એક દીકરો અવતરે એવું વરદાન દોને !'

કોઇ વૈષ્ણવજન આવીને આજીજી કરશે કે 'ભક્તરાજ, પ્રભુનાં સાક્ષાત્ દર્શન કરાવોને !'

કોઇ નાસ્તિક આવીને ધણધણાવશે કે 'ઓ ભકતશિરો-મણિ ! દુનિયાને ઠગો નહિ. પ્રભુ પ્રભુ કૂટી મારો છો, તે એકવાર પ્રત્યક્ષ પ્રમાણથી સાબિત તો કરો કે પ્રભુ છે !'

સહુની સામે જોઇને ભકતરાજ મધુર હાસ્ય કરતા ને માત્ર આટલું જ બોલતા કે 'રામ ! રામ ! રામ !'

મોડી રાત થાય ને માણુસોનાં ટોળાં વીંખાય ત્યારે ભક્ત-રાજ એ નિર્જન ઝૂંપડીમાં એકલા બેસી ઇશ્વરનું આરાધન કરતા. એની બન્ને આંખોમાંથી આંસુની ધારા વહેતી. ગદ્‌ગદ સ્વરે એ પ્રભુને કહેતા કે 'હે રામ! મેં તો જાણ્યું કે તેં દયા કરી મને કંગાલ યવનને ઘેર જન્મ આપ્યો, કે જેથી મારી આગળ કોઇએ નહિ આવે, મને કોઇએ નહિ બોલાવે, સંસાર ધિઃકાર દઇને મને એકલો મેલશે, ને સહુનો તરછોડેલો હું તારી પાસે આવીને શાંત કીર્તન કર્યા કરીશ, તું ને હું બેઉ છાનામાના મળશું. પણ રે હરિ! આવી કપટબાજી શા માટે આદરી! મને શા અપરાધે છેતર્યો? તું જ, હે નિષ્ઠુર માયાવી! તું જ આ ટોળેટોળાંને છાનોમાનો મારી ઝૂંપડી દેખાડી રહ્યો છે. મને સતાવવા. મારે આંગણે માણુસોને બોલાવીને તું કયાં ભાગી જાય છે, હે ધુતારા!'

આમ રૂદન કરતાં કરતાં આખી રાત વીતી જતી.

નગરીના બ્રાહ્મણોની અંદર ભયાનક કોલાહલ ઊઠયો. બ્રાહ્મણો બોલ્યા કે 'ત્રાહિ! ત્રાહિ! એક મુસલમાન ધુતારાના મોંમાં હરિનું પવિત્ર નામ! એ ખળના પગની રજ લઇને લોકો ભ્રષ્ટ થાય છે! અરેરે! હડહડતો કલિયુગ આવી પહોંચ્યો. પૃથ્વી હવે પાપનો ભાર કયાં સુધી ખમી રહેશે?'

બીજો બ્રાહ્મણ બોલ્યો : 'ધરતી માતાને ઉગારવી હોય તો ઇલાજ કરો, જલદી ઇલાજ કરો, નહિ તો ધરતી રસાતાળ જશે.'

બ્રાહ્મણોએ ઇલાજ આદર્યા. એક હલકી સ્રીને બોલાવી, એના હાથમાં રૂપિયાની ઢગલી કરીને કહ્યું કે 'એ ભગતડાનો ભરબજારે ભવાડો કરજે.' સ્રી બોલી કે 'આજે જ પતાવી દઉં.'

પોતાની શાળ ઉપર પાણુકોરું વણીને ભક્તરાજ એક દિવસે બજારમાં વેચવા નીકળ્યા. ચારે બાજુથી બ્રાહ્મણો આવીને ગોઠવાઇ ગયા હતા. અચાનક પેલી બાઇ દોડી આવી. ચોધારાં આંસુ પાડતી પાડતી એ કબીરને વળગી પડી, ડુસ્કાં ખાતી ખાતી બોલવા લાગી કે 'રોયા ભગતડા, મને અબળાને આવી રીતે રખડાવવી હતી કે? શું જોઇને તે દિવસ વચન આપી ગયો હતો? વિના વાંકે મને રખડતી મૂકીને તેં સાધુનો વેશ સજ્યો. હાય રે! મારા પેટમાં મૂકવા એક મૂઠી અનાજ પણ ન મળે, મારાં અંગ ઢાંકવા એક ફાટેલ લૂગડું યે નથી રહ્યું, ત્યારે આવા ધુતારાની જગતમાં પૂજા થાય છે!'

ભકતરાજ લગારે ચમકયા નહિ, જરા યે લજ્જા પામ્યા નહિ. એનું પવિત્ર મુખારવિંદ તો મલકાતું જ રહ્યું.

પલવારમાં તો બ્રાહ્મણોએ કકળાટ કરી મૂકયો : 'ધિઃકાર છે ધુતારા! ધર્મને નામે આવાં ધતિંગ! ઘરની બાયડી ભડભડતે પેટે ભીખ માગી રહી છે, અને તું લોકોને પ્રભુને નામે ઠગીને અમનચમન ઉડાવી રહ્યો છે! ફિટકાર છે તને, ફિટકાર છે તારા અંધ સેવકોને!'

મલકાતે મુખે કબીરજી બોલ્યા : 'હે નારી! સાચેસાચ મારો અપરાધ થયો છે. મારે આંગણે અન્નજળ હોય ત્યાં સુધી હું તને ભૂખી નહિ રહેવા દઉં. મને માફ કર, ચાલો ઘેરે!'

લોકોના ધિઃકાર સાંભળતા સાંભળતા સાધુવર એ સ્રીનો હાથ પકડીને ચાલ્યા. બજારમાં કોઇ હસે છે, કોઇ ગાળો દે છે, કાંકરા ફેંકે છે, તો યે ભક્તરાજ તો હસતા જ રહ્યા. એની

આંખોમાં કોઇ નવીન નૂર ઝળકતું હતું. શેરીએ શેરીએ સ્ત્રીપુરુષો ટોળે વળ્યાં. પગલે પગલે શબ્દો સંભળાયા કે 'જોયો આ સાધુડો ! જગતને ખૂબ છેતર્યું'. '

ઝૂંપડીએ જઇને કબીરજીએ બાઇને મીઠે શબ્દે આદર કરી બેસાડી. એની આગળ જમવાનું ધરીને સાધુવર હાથ જોડી બોલ્યા : 'બ્હેન ! ગભરાઇશ નહિ, શરમાઇશ નહિ. મારા વહાલા હરિએ જ આજ તને આ ગરીબને ઘેર ભેટ કરી મોકલી છે.' સાધુવર એમ કહીને એ નારીને નમ્યા.

એ અધમ નારીનું હૃદય પલકવારમાં પલટી ગયું. જૂઠાં આંસુ ચાલ્યાં ગયાં, સાચાં આંસુની ધારા છૂટી. એ બોલી કે 'મને ક્ષમા કરો ! પૈસાના લોભમાં પડીને મેં મહા-પાપ કરી નાખ્યું, મહારાજ ! હું આપઘાત કરીને મરીશ.'

'ના રે ના, બ્હેન ! મારે તો આજ લીલાલહેર થઇ. હરિએ મારો ઠપકો બરાબર સાંભળ્યો. લોકો હવે મને સુખે બેસવા દેશે. આપણે બન્ને આંહીં હરિનાં કીર્તનો ગાશું. તું ગભરાતી નહિ.'

ભક્તરાજે જોતજોતામાં તો એ અધમ જીવાત્માને ઊંચે લઇ લીધો. દેશભરમાં વાત વિસ્તરી કે 'કબીરીઓ તો એક પાખંડી દુરાચારી છે.'

કબીરજી એ વાત સાંભળીને માથું નીચે નમાવે છે ને બોલે છે : 'વાહ પ્રભુ ! હું સહુથી નીચે, બરાબર તારા ચરણ આગળ.'

રાજાજીના માણસોએ એક દિવસ આવીને કહ્યું કે 'ભક્તરાજ ! પધારો, તમને રાજાજી યાદ કરે છે.'

ભક્ત માથું ધુણાવીને બોલ્યા કે 'બાપુ, રાજદરબારમાં મારું સ્થાન ન હોય.'

'રાજાજીનું અપમાન કરશો તો અમારી નોકરી જશે, મહારાજ !'

'બહુ સારું ! ચાલો, હું આવું છું.'

પેલી બહેનને સાથે લઈને કબીર રાજસભામાં આવ્યા. સભામાં કોઈ હસે છે, કોઈ આંખના ઇસારા કરે છે, કોઈ માથું નીચે ઢાળે છે.

રાજા વિચારે છે કે અરેરે ! આ જોગટો બેશરમ બનીને બાયડીને કાં સાથે ફેરવે ?

રાજાની આજ્ઞાથી પહેરેગીરે ભક્તને સભાની બહાર હાંકી મૂકયા. હસીને ભક્ત ચાલ્યા ગયા.

રસ્તામાં એ સંત ઉપર લોકોએ બહુ વીતકો વિતાડયાં. પેલી બાઈ રડી પડી. ભક્તને ચરણે નમીને બોલીઃ 'હે સાધુ ! મને દૂર કરો. હું પાપણી છું. તમારે માથે મેં દુઃખના દાભ ઉગાડયા.

સાધુ હસીને કહે, 'ના રે માતા ! તું તો મારા રામની દીધેલી ભેટ છે. તને હું કેમ છોડું ?'

# વીર બંદો

પંચ સિંધુઓને કિનારે, પંજાબની વીરભૂમિ ઉપર એક દિવસ યુદ્ધનાદ ઊઠયા : 'જય ગુરુજી: જય ગુરુજી!'

નગરે, ગામડે અને ઝૂંપડેઝૂંપડે એ ગુરુમંત્ર ઝિલાયો. પ્રત્યેક જીભ ઉપર એ ઘોષણાનો પડઘો પડયો. જોતજોતામાં તો એકેએક શીખ જાગી ઊઠયો. માથાના લાંબા કેશ સમારીને એણે વેણી બાંધી. કમર પર કિરપાણ લટકાવ્યાં વહાલાં સ્વજનોની માયા મમતા ઉતારી; અને વૈરીજનોનો, વિપત્તિનો, મોતનો ડર વિસાર્યો. હજારો કંઠમાંથી ભભકતી જયઘોષણાએ દસે દિશાઓને ધણધણાવી દીધી. શીખ કોમનાં બચ્ચાંઓ પોતાની નવજાગૃતિના સૂર્ય સામે અનિમેષ નયને નિહાળી રહ્યાં.

'અલખ નિરંજન! અલખ નિરંજન! અલખ નિરંજન!'

'અલખ નિરંજન'નો એ બુલંદ લલકાર ઊઠે છે, દુનિયા સાથેની સ્નેહગાંઠોનાં બંધનો તૂટે છે, ભય બધા ભાંગી પડે છે, હજારો છાતીઓની સાથે અફળાઇને ખુશખુશાલ કિરપાણો ઝન ઝન ઝંકાર કરે છે. પંજાબ આખો ગરજી ઊઠયો છે : 'અલખ નિરંજન! અલખ નિરંજન!'

એ એક એવો દિવસ આવ્યો છે, કે જ્યારે લાખમલાખ

આત્માઓ રૂકાવટને ગનકારતા નથી, કરજ કોઇનું શિરે રાખતા નથી, જીવન અને મૃત્યુ જ્યારે માનવી ચરણોનાં ચાકરો બની જાય છે, ચિત્ત જ્યારે ચિંતાવિહીન બને છે. એવો એક દિવસ આજે પંચ-સિંધુને કિનારે આવી પહોંચ્યો છે.

દિલ્હીના શાહી મહેલની સુખશય્યામાં તે વખતે બાદશાહની આંખ મળતી નથી. જરીક ઢળતાં પોપચાં ઝબકી ઝબકીને ઊઘડી જાય છે. બાદશાહ તાજ્જુબ બની રહ્યો છે. આ ઘોર મધરાત્રિએ એ કોના કંઠ ગગન-ઘુમ્મટને ગજાવે છે! આ કોની મશાલો આકાશના લલાટ પર આગ લગાડી રહી છે! આ કોનાં દળકટક દિલ્લી નગર ઉપર કદમ દેતાં આવે છે! પંચ-સિંધુના કિનારા પર શું આ શીખ દેશભકતોનાં રૂધિર છોળે ચડયાં છે?

માળામાંથી પાંખો પસારીને નીકળતાં પક્ષીઓની માફક વીર હૈયાં આજે લાખો છાતીઓ ચીરીને જાણે પાંખો ફફડાવતાં નીકળી પડયાં છે. પંચ-સિંધુને તીરે આજે જનેતાઓ બેટાઓનાં લલાટ પર પોતાની ટચલી આંગળીનાં લોહી કાઢી તિલક કરે છે.

તે દિવસના અઘોર રણમાં મોગલો ને શીખો વચ્ચે મરણનાં આલિંગન ભિડાયાં. એકબીજાએ સામસામી ગરદનો પકડી. અંગેઅંગના આંકડા ભિડયા. ગરુડ–સાપનાં જાણે જીવલેણ જુદ્ધ મંડાયાં. ગંભીર મેઘનાદે શીખબચ્ચો પુકારે છે કે 'જય ગુરુ! વાહી ગુરુ!' રક્તતરસ્યો મદોન્મત્ત મોગલ 'દીન! દીન! દીન!' ના લલકાર કરે છે.

ગુરુદાસપુરના ગઢ ઉપર શીખ સરદાર બંદો મોગલોના હાથમાં પડયો. તુરક સેના એને દિલ્લી તેડી ગઇ. સાતસો શીખો પણ એની સાથે ચાલી નીકળ્યા.

મોખરે મોગલ સેના ચાલે છે, અને એના માર્ગની ડમરી ઊડીને આકાશને ઢાંકે છે. મોગલોનાં ભાલાં ઉપર કતલ થયેલા શીખોનાં મસ્તકો લટકે છે. પાછળ સાતસો શીખો આવે છે, અને એના પગની સાંકળો ખણુખણાટ કરતી જાય છે. દિલ્લી નગરીના માર્ગ ઉપર માણસો સમાતાં નથી. ઊંચી ઊંચી અટારીઓની બારીઓ ઉઘાડીને રમણીઓ જોઇ રહી છે. એ સાતસો બેડીબંધ શૂરવીરોના સાતસો કંઠમાંથી પ્રચંડ ગર્જના છૂટે છે 'અલખ નિરંજન. અલખ નિરંજન !'

સાતસો બંદીવાનોને ખબર પડી કે આવતી સવારથી કતલ શરૂ થશે.

'હું પહેલો જઇશ.' 'ના, હું પહેલી ગરદન ઝુકાવીશ.' એ ચડસાચડસીથી શીખ કારાગાર ધણુધણી ઊઠયું. પ્રત્યેક દિવસના પ્રભાતે એક સો એક સો બંદીવાનોનાં માથાં રેંસાવા લાગ્યાં. 'જય ગુરુ !' એ ઉચ્ચાર કરતી કરતી સો સો ગરદનો જાલિમની સમશેર નીચે નમતી ગઇ. સાત દિવસમાં તો શીખ બંદીખાનું ખાલી થયું, બાકી રહ્યો એકલો વીર બંદો.

પ્રભાત થયું. સભામાં વીર બંદો સાંકળોમાં બંધાયેલો ઊભો છે. એના મોં ઉપર લગારે વેદનાની નિશાની નથી. કાજીએ સાત વરસના એક સુંદર બાલકને હાજર કર્યો; બંદાના હાથમાં એ બાલકને સોંપીને કાજી બોલ્યા : 'બંદા, બે ઘડી બાદ તો તારે છેલ્લી મુસાફરીએ ચાલી નીકળવાનું છે. પણ મોગલોને હજુ યે તારું પરાક્રમ જોવાની આતુરતા રહી ગઇ છે. તો લે ઓ બહાદુર ! આ બાલકનું માથું તારે પોતાને હાથે જ ઉડાવી દે.'

બંદાનું પરાક્રમ શું એક બાલકના શરીર ઉપર અજમાવવાનું હતું ? એ બાલક કોણ ?

એ કિશોર બાલક બંદાનો સાત વરસનો એકનો એક પુત્ર : બંદાના પ્રાણનો પણ પ્રાણ.

બંદાએ મોંમાંથી એક સખૂન પણ ઉચ્ચાર્યો નહિ, પોતાના બાલકને બંદાએ ખેંચીને પોતાની છાતીસાથે ચાંપી લીધો. જમણો પંજો એ બાલકના માથા ઉપર ધરી રાખ્યો, એના રાતા રાતા હોઠ ઉપર એકજ ચૂમી કરી, ધીરે ધીરે કમ્મરમાંથી કિરપાણ ખેંચ્યું. બાલકની સામે જોઇને બાપે એના કાનમાં કહ્યું : 'ઓ બેટા ! બોલો, જય ગુરુજીનો ! બીતો તો નથી ને ?'

'જય ગુરુજીનો !' બાલકે પડઘો પાડયો. એ નાનકડા મોં ઉપર મોતની આકાંક્ષા ઝળહળી ઊઠી. એના કિશોર કંઠમાંથી ધ્વનિ નીકળ્યો કે 'બીક શાની, બાપુ ? જય ગુરુજી ! જય ગુરુજી !' એટલું બોલીને બાલક બાપના મોં સામે નિહાળી રહ્યો.

ડાબી ભુજા બંદાએ બાલકની ગરદને વીંટાળી દીધી, ને જમણા હાથની કિરપાણ એ નાનકડી સુકોમળ છાતીમાં બેસારી દીધી. 'જય ગુરુ !' બોલીને બાલક ધરતી પર ઢળી પડયો.

સભા સ્તબ્ધ બની. ઘાતકોએ આવી બંદાના શરીરમાંથી ધગેલી સાંઢસી વતી માંસના લોચેલોચા ખેંચી કાઢયા.

વીર નર શાંત રહીને મર્યો. અરેરાટીનો એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. પ્રેક્ષકોએ આંખો મીંચી.

# છેલ્લી તાલીમ

જંગલની અંદર સાંજનાં અંધારાં ઊતરતાં હતાં. ગુરુ ગોવિંદસિંહ એકલા જ બેસી રહ્યા. થાકેલ શરીરને પોતાની કિરપાણ ઉપર ટેકાવીને ગુરુ શો વિચાર કરતા બેઠા હતા?

ગુરુ વિચારતા હતા પોતાની જીવન-કથા. જવાનીને સમયે મારી છાતીમાં મેં કેટલાકેટલા મનોરથો ભરેલા! આખા ભારતવર્ષને મારી ભુજાઓમાં ઉઠાવી લેવાનું સ્વપ્નું કેટલું સુંદર, ભવ્ય, મોહક! આજ આ કિરપાણનું પાણી કાં ઊતરી ગયું? આજ આ ભારતવર્ષને ઓળંગીને મારી ભુજાઓ એવી કઈ મહાન દુનિઆને ભેટવા તલ્પે છે? ત્યારે શું આ ભૂલ હતી? જિંદગાની શું એળે ગઈ?

ગુરુના હૈયામાં એ ઘોર અંધારી સંધ્યાએ આવો સંગ્રામ ચાલી રહેલો છે. ધોળાં ધોળાં નેણો નીચે ઊંડાણમાં ચળકતી એની આંખોમાં લગાર પાણી આવ્યાં છે.

બરાબર એ વખતે એક પઠાણ આવીને ઊભો રહ્યો. પઠાણે ઉઘરાણી કરી: 'ગુરુ! આજ મારે દેશ જાઉં છું. તમને જે ઘોડા દીધા છે તેનાં નાણાં ચુકાવો.'

વિચારમાં ગરક બનેલા ગુરુ બોલ્યાઃ 'શેખજી, અત્યારે જરા કામમાં છું. કાલે આવીને નાણાં ખુશીથી લઇ જજો.'

ગરમ બનીને પઠાણ બોલ્યોઃ 'એ નહિ ચાલે, આજે જ નાણાં જોશે. ઉડામણી ક્યાં સુધી કર્યા કરવી છે? સાળા શીખો બધા ચોર લાગે છે!' આટલું કહીને પઠાણે જોરથી વૃદ્ધ ગુરુનો હાથ પકડયો.

પલવારમાં તો ગુરુના મસ્તકમાંથી વૈરાગ્ય નીકળી આવ્યું અને મ્યાનમાંથી કિરપાણ નીકળી આવ્યું. કિરપાણને એક ઝટકે પઠાણનું માથું ભોંય પર પડયું. જમીન લોહીથી તરબોળ બની, પઠાણનું ધડ તડફડતું રહ્યું, ગુરુ મોંમાં આંગળી ઘાલીને ફાટેલી નજરે નિહાળી રહ્યા.

માથું હલાવીને વૃદ્ધ બડબડવા લાગ્યા : 'આહ! આજ સમજાયું. મારો સમય પૂરો થયો. પચાસ વરસની પવિત્ર તલવારને લાંછન લાગ્યું. શા કારણે આ રક્તપાત? પઠાણને તૈયારીનો સમય ન દીધો. રે! આખરની બંદગી કરવાની એક પલ પણ ન આપી. હાય! હવે આ હાથ ઉપરથી વિશ્વાસ ઊઠી ગયો. આ કલંકને તો ધોવું પડશે. આજથી જિંદગીનું એ એક જ છેલ્લું કામ.'

★

મરેલા પઠાણને એક નાનો બેટો હતો. ગુરુએ એને પોતાની પાસે બોલાવી લીધો. રાતદિવસ પોતાના પેટના બચ્ચાની માફક એને પાળવા લાગ્યા. પોતાની પાસે જેટલી જેટલી શાસ્ત્રવિદ્યા ને શસ્ત્રવિદ્યા હતી તે બધી યે ગુરુએ પોતે જ પઠાણના બાળકને શીખવી દીધી.

રોજ સંધ્યાકાળે ને પ્રભાતે એ વૃદ્ધ ગુરુ એ બાલકની સાથે બાલક બનીને રમતો રમે છે, પોતે પરાણે પણ બાલકને હસાવે છે, બાલકની નાની નાની બહાદુરી જોઈને એની પીઠ થાબડે છે, બાલક પણ 'બાપુ, બાપુ,' કરતો ગુરુને અવનવી રમતો બતાવતો રહે છે.

ભક્તોએ આવી ગુરુના કાનમાં કહ્યું કે 'આ શું માંડયું છે, ગુરુજી? આ વાઘનું બચ્ચું છે, એને ગમે તેટલું પંપાળશો છતાં એનો સ્વભાવ નહિ જાય હો! અને પછી પસ્તાવો થશે. દુશ્મનને કાં પંપાળો? વાઘનું બચ્ચું મોટું થશે ત્યારે એના નહોર નખ બહુ કાતિલ બનશે.'

હસીને ગુરુ કહે : 'વાહ વાહ! એ તો મારે કરવું જ છે ને! વાઘના બચ્ચાને વાઘ ન બનાવું તો બીજું શું શીખાવું?'

જોતજોતામાં તો બાલક ગુરુજીના હાથમાં જવાન બન્યો. ગુરુજીના પડછાયાની જેમ ગુરુજીની પાછળ પાછળ એ ફરે અને પુત્રની માફક સેવા કરે. રાતદિવસ જમણા હાથની જેમ ગુરુની પડખે ને પડખે જાગૃત રહે. ગુરુજીના બધા પુત્રો તો યુદ્ધમાં ગયા છે, પાછા આવ્યા જ નથી. એટલે એ ગુરુના પુત્રહીન, શૂન્ય હૃદયમાં આ પઠાણ-બાલકે પુત્રનું આસન લીધું. એકલા એકલા ગુરુજી આ બધું જોઈને મનમાં હસતા.

પઠાણબચ્ચાએ એક દિવસ આવીને કહ્યું કે 'બાપુ, આપની કૃપાથી મેં ઘણી ઘણી તાલીમ લીધી. હવે કૃપા કરીને રજા આપો તો રાજ્યના સૈન્યમાં નોકરી મેળવીને મારું તકદીર અજમાવું.'

જુવાનની પીઠ ઉપર હાથ રાખીને વૃદ્ધ ગુરુ બોલ્યા: 'બેટા! સબૂરી રાખ, હજી તારી બહાદુરીની એક પરીક્ષા બાકી છે.'

બીજે દિવસે બપોર પછી ગુરુદેવ એકલા એકલા બહાર નીકળી પડયા, પઠાણબચ્ચાને સાદ કરી કહ્યું કે 'બેટા, તલવાર લઇને ચાલ મારી સાથે.' પઠાણ ચાલ્યો. ગુરુના ભક્તોએ આ જોયું. ભયભીત થઇને બધા બોલ્યા કે 'ગુરુદેવ! ચાલો અમે સાથે આવીશું.' સહુને ગુરુએ કહી દીધું કે 'ખબરદાર, કોઇ સાથે આવતા નહિ.'

બન્ને જણા ધીરે ધીરે નદીને કિનારે ચાલ્યા જાય છે. કિનારાની ભેખડમાં, વરસાદની ધારાઓએ જાણે આંગળીઓ ઘસી ઘસીને મોટા ચીરા પાડી દીધા છે. કાંઠે મોટાં ઝાડનાં ઝુંડ જામી પડેલાં છે. સ્ફટિક સરખી ઝગારા કરતી સિંધુ ચુપચાપ ચાલી જાય છે. કેમ જાણે એ બધી વાતો જાણતી હોય, પણ છુપાવતી હોય!

એક ઠેકાણે પહોંચીને ગુરુએ જુવાનને ઇસારો કર્યો. જુવાન થંભ્યો.

સંધ્યાકાળનું છેલ્લું અજવાળું, કોઇ એક પ્રચંડ વડવાંગડાની જેમ, પોતાની લાંબી લાંબી છાયારૂપ પાંખો ફડફડાવીને જાણે અનંત આકાશમાં ઊડતું ઊડતું પશ્ચિમ દિશાને પહેલે પાર ચાલ્યું જતું હતું.

ગુરુએ રેતીની અંદર એક ઠેકાણે આંગળી ચીંધીને કહ્યું: 'મામુદ! આંહીં ખોદ.' મામુદ ખોદવા લાગ્યો. વેળુની અંદરથી એક શિલા નિકળી. શિલા ઉપર લોહીના છાંટા પડેલા તેના દાગ મોજૂદ હતા.

ગુરુ પૂછે છેઃ 'એ શેના દાગ છે, મામુદ ?'

'લોહીના છાંટા લાગે છે, બાપુ.'

'પઠાણ બચ્ચા ! એ છાંટા તારા પ્યારા બાપના લોહીના છે. આ ઠેકાણે એક દિવસ મેં એનું માથું ઉડાવેલું. એને સજ્જ થવાનો પણ સમય નહોતો દીધો: એનું કરજ ન ચુકાવ્યું. એને બંદગી યે કરવા ન દીધી.'

પઠાણ-બચ્ચો નીચે માથે ઊભો રહ્યો. એનું આખું શરીર કમ્પતું હતું.

ગુરુ બોલ્યા 'રે પઠાણ ! શું જોઇ રહ્યો છે? બાપનું વેર લેવા તારું ખૂન તલપતું નથી શું ?'

'બાપુ ! બોલો ના, બોલો ના ! મારાથી નથી રહેવાતું.'

'ધિઃકાર છે ભીરૂ ! નામર્દ ! પોતાના વહાલા બાપનો હણનારો આજ જીવતો જવાનો ! એ પઠાણની હડ્ડીઓ આજ પોકાર કરે છે કે વેર લે ! વેર લે ! જંગલનાં પ્રચંડ ઝાડ પણ જાણે બોલે છે કે વેર લે ! વેર લે !'

વાઘની માફક હુંકાર કરીને પઠાણ ખુલ્લી તરવારે ગુરુની સામે ધસ્યો.

ગુરુ તો પથ્થરની કોઇ પ્રતિમાની માફક અચળ બનીને ઊભા રહ્યા. એની આંખોએ એક પલકારો પણ ન કર્યો.

પઠાણની આંખમાંથી લાલ લાલ આગ ઊઠે છે, ગુરુની આંખોમાંથી અમૃત ઝરે છે. ગુરુ હસે છે.

પઠાણ હાર્યો, દીન બની ગયો, ગુરુને ચરણે તલવાર મૂકીને

બોલ્યો : 'હાય રે ગુરુદેવ ! આજ શયતાનની સાથે આવી રમત કાં આદરી ! ખુદા જાણે છે કે પિતાનું ખૂન હું ભૂલી ગયો છું. આટલા દિવસ થયાં તમને જ મેં મારા પિતા, ગુરુ અને બંધુ કરી માન્યા, આજ એ મમતાને મનમાંથી શા માટે ઉખેડું ? ઝનૂનને શા માટે જગાડું ? પ્રભુ, તમારા કદમની ધૂળ જ હરદમ મારે હાથે પહોંચતી રહેજો.'

એટલું બોલીને પઠાણે દોટ દીધી, એ ઘોર જંગલ-માંથી એકશ્વાસે બહાર નીકળી ગયો, પાછળ જોયું નહિ, પલવાર પણ માર્ગમાં અટકયો નહિ. જંગલ વટાવીને યુવાન ઉઘાડા આસમાન નીચે ઊભો રહ્યો ત્યારે શુક્રતારા ઊંચેથી સ્નેહધારા વરસાવી રહી હતી.

ગુરુ ગોવિંદ એ ઘોર અરણ્યમાં થંભી રહ્યા. એની આંખો આંસુથી ભરાઇ ગઇ, જિંદગીના છેલ્લા પાપનું બંધન કાપીને આજ તો એને ચાલી નીકળવું હતું. એ ઝંખના તો અણપૂરી જ રહી ગઇ.

તે દિવસથી પઠાણ ગુરુદેવથી દૂર ને દૂર રહે છે, ગુરુનું પડખું છોડીને પોતાનું બિછાનું બીજા ખંડમાં પાથરે છે, 'બાપુ'ને જગાડવા પરોઢિયાને વખતે એ કદી એકલો જતો નથી, રાત્રિયે પોતાની પાસે કાંઇ હથિયાર પણ રાખતો નથી, નદીને કિનારે ગુરુની સાથે એકલો શિકારે પણ નથી જતો. ઘણીવાર ગુરુદેવ એને એકાંતમાં બોલાવે છે, પણ પઠાણ આવતો નથી.

બહુ દિવસો વીત્યા. એ વાત તો ભુલાઇ પણ ગઇ હશે. એક દિવસ ગુરુદેવે પઠાણ સાથે શતરંજની રમત આદરી.

બપોર થયા. સાંજ પડી. દીવા પેટાયા. પણ બંને જણા શતરંજમાં મશગૂલ છે.

પઠાણ વારેવારે હારે છે, તેમ તેમ એને રમવાનું શૂરાતન ચડે છે.

સંધ્યા ગઇ. રાત પડી. જે માણસો ત્યાં હાજર હતાં તે બધાં પોતાને ઘેર ચાલ્યાં ગયાં. રાત્રી જામતી ગઇ. ઝન! ઝન! અવાજ થવા લાગ્યા. નીચું માથું રાખીને તલ્લીન મને પઠાણ રમી રહ્યો છે.

અચાનક આ શું થયું? ગુરુદેવે આખી બાજી કાં ઉડાડી મૂકી? સોગઠું ઉપાડીને પઠાણના કપાળમાં કાં માર્યું? પઠાણ સ્તબ્ધ બની ગયો.

અટ્ટહાસ કરીને ગુરુ બોલ્યા : 'રમ્યાં રમ્યાં, નામર્દ! પોતાના બાપને હણનારાની સાથે જે બાયલો રમત રમવા બેસે તેની તે કદી જીત થતી હશે?'

વીજળી ઝબૂકે તેવી રીતે પઠાણની કમ્મરમાંથી છૂરી નીકળી. પઠાણે ગોવિંદસિંહની છાતી એ છૂરીથી વીંધી નાખી.

છાતીમાંથી લોહીની ધારાઓ ઊછળે છે અને ગુરુદેવ હસીને પઠાણના માથા ઉપર પોતાનો હાથ મૂકે છે. મરતાં મરતાં ગુરુ બોલે છે :

'બચ્ચા! આટલી આટલી વિદ્યા ભણ્યા પછી આજ તને ભાન થયું કે અન્યાયનું વેર કેમ લેવાય. બસ! આજ તારી છેલ્લી તાલીમ ખલાસ થઇ. અંતરની દુવા દઇને હું જાઉં છું, ઓ પ્યારા પુત્ર!'

# ન્યાયાધીશ

પૂના નગરની અંદર પેશ્વા વીર રઘુનાથરાવ રાજ કરે છે.

સિંહાસન ઉપરથી ઊઠીને એક દિવસ રઘુનાથે રાજસભાને હાકલ કરી : 'શૂરવીરો ! સજ્જ થાઓ. મૈસૂરના માલેક હૈદર-અલીના ગર્વનો ધ્વંસ કરવો છે. ધરતી પર પાપનો ભાર બહુ વધી ગયો છે.'

જોતજોતામાં તો એંશી હજાર યોદ્ધાઓએ બખ્તર સજ્યાં. ગામેગામથી, નગરેનગરથી, જંગલોમાંથી અને પહાડો પરથી વીર પુરુષો ચાલ્યા આવે છે, કેમ જાણે શ્રાવણ માસના અખંડ ઝરાઓ વહી આવતા હોય !

આકાશની અંદર વિજય–પતાકા ઊડે છે, શંખ ફૂંકાય છે અને નગરની રમણીઓ વિદાયનાં વીર–ગાન ગાય છે. પૂના નગરી જાણે ગર્વથી ધણધણી ઊઠી છે.

ગગનમાં ધૂળની આંધી ચડી અને વાવટાઓનું આખું જંગલ જામ્યું. રાતા અશ્વ ઉપર બેસી રઘુનાથ મોખરે ચાલ્યો. એંશી હજારની સેના યુદ્ધે ચડી.

અકસ્માત આ માતેલી સેના કાં થંભી ગઇ ? મહાસાગરનાં મોજાં જાણે કોઇ જળદેવતાની છડી અડકતાં ઊભા થઇ રહ્યાં ! નગરીના દરવાજાની અંદર આવતાં જ રાજાજી કાં નીચે ઊતર્યા ? અત્યંત વિનયભર્યે મોઢે એ કોને નમન કરે છે ?

એંશી હજારની મહાસાગર સમી સેનાને એક નાનો સરખો આદમી રોકીને ઊભો છે. એનું નામ ન્યાયાધીશ રામશાસ્ત્રી. બે બાહુ ઊંચા કરીને રામશાસ્ત્રી હાકલ પાડે છે : 'રાજા, તારા અપરાધનો ઇન્સાફ પામ્યા સિવાય તું શહેર બહાર ક્યાં નાસી જાય છે ?'

વિજયના નાદ બંધ પડ્યા. સમરાંગણની શરણાઇઓ શાંત બની. એંશી હજારની સેના શ્વાસ લે છે તેનો પણ એકતાલમાં ધબકારો બોલે છે.

રઘુનાથ બોલ્યોઃ 'હે ન્યાયપતિ ! આજ યવનનો સંહાર કરવા નીકળ્યો છું. આશાભેર અવનિનો ભાર ઉતારવા ચાલ્યો છું. એવે મંગળ સમયે આપ કાં આડા હાથ દઇને ઊભા ?'

રામશાસ્ત્રીના મોં ઉપર ન્યાયનો સૌમ્ય પ્રતાપ છવાયો. એ બોલ્યાઃ 'રઘુપતિ ! તું રાજા, તારે હાથ એંશી હજારની સેના, પણ ન્યાયાસન આગળ તો તારે ય મસ્તક નમાવવું પડશે.'

રાજા માથું નમાવીને જવાબ વાળે છે : 'સાચું, પ્રભુ ! અપરાધી હોઉં તો દંડ આપો.'

ન્યાયમૂર્તિ બોલ્યાઃ 'તારા ભત્રિજાનું ખૂન કર્યાનો તારા પર આરોપ છે, રઘુપતિ ! એ અપરાધની તપાસ ન થાય ત્યાં

સુધી તું રાજ્યનો બંદીવાન છે. નગર છોડીને તારાથી નીક ળાશે નહિ.'

હસીને રાજાએ જવાબ વાળ્યો: 'મહારાજ ! આજ સામ્રાજ્ય સ્થાપવા જાઉં છું તે વેળા એક ક્ષુદ્ર આરોપ મૂકીને શું મશ્કરી કરી રહ્યા છો ?'

'મશ્કરી ? સામ્રાજ્ય સ્થાપનારની મશ્કરી હું ન કરૂં, વિધાતા કરી રહ્યો છે. ઘોર અપરાધ આજે તારે માથે તોળાઇ રહ્યો છે. પ્રજા હાહાકાર કરીને રડી રહી છે, પૃથ્વી પર સામ્રાજ્ય સ્થાપવા જતાં તારા આત્માનું સામ્રાજ્ય નથી લૂંટાઇ જતું ને, એ વિચારીને આગળ કદમ ધરજે, પેશ્વા રઘુનાથરાવ !'

રોષ કરીને રઘુનાથ બોલ્યા : 'મહારાજ, રાજના ચાકર છો એ વાત ભૂલશો મા. જાઓ, આજ રણે ચડતી વેળા ન્યાય વિષેનું ભાષણ સાંભળવાની મને પુરસદ નથી. જવાબ દેવા હમણાં નહિ આવું. આજ ધરતીનો ભાર ઉતારવા જાઉં છું.'

રાજાએ અશ્વ ચલાવ્યો. એંશી હજારની સેના ઊપડી. શાસ્ત્રીજીએ કહ્યું :

'સિધાવો, રાજા, સિધાવો. યુદ્ધ કરો, અવનિના ભાર ઉતારો. એક દિવસે આત્માનો ભાર, પરાભવનો ભાર અને એ સામ્રાજ્યનો ભાર તને ચગદી નાંખશે. હું પણ હવે ન્યાયાસન પર નહિ બેસું. ઇન્સાફની અદાલતમાં ભલે હવે રાજસ્વચ્છંદની રમતો રમાતી.'

શંખભેરીના નાદ ગાજ્યા. ડંકા વાગ્યા. નિશાનો ગગને ચડ્યાં.

રાજા ધરતીનો ભાર ઉતારવા ગયા. ન્યાયાધીશે પણ ન્યાયદંડનો બોજો નીચે ધર્યો. બધી બાદશાહી અંગ પરથી ઉતારી. મહારાષ્ટ્રનો શ્રેષ્ઠ ન્યાયશાસ્ત્રી, રાજાનો પણ રાજાધિરાજ, ઉઘાડે પગે નગરબહાર નીકળીને, પોતાના નાના ગામડાની ગરીબ ઝૂંપડીમાં બેસી ગયો, દીન બ્રાહ્મણ બની ગયો.

# નકલી કિલ્લો

'બસ! બુંદીકોટનો કિલ્લો જ્યાં સુધી હું જમીંદોસ્ત ન કરું ત્યાં સુધી મારે અન્નજળ હરામ છે.'

એવી આકરી પ્રતિજ્ઞા એક દિવસે ચિતોડના રાણાએ ભરસભામાં કરી લીધી.

પ્રધાનજી બોલ્યા: 'અરે, અરે, મહારાજ! આ તે કેવી પ્રતિજ્ઞા તમે લીધી? બુંદીકોટાનો નાશ શુ સહેલો છે?'

રાણાજી કહેઃ 'તો પછી મારી પ્રતિજ્ઞાનું પાલન તો સહેલું છે જ ને! રાજપુત્રનું પણ તો જીવ જતા સુધી મથ્યા ન થાય.'

રાણાજીને ઘડીભરનું તો શૂરાતન આવી ગયું ને સોગંદ લેવાઇ ગયા, પણ ધીમે ધીમે ભૂખતરસથી પેટની પાંસળીઓ તૂટવા લાગી.

રાણાજી પ્રધાનને પૂછે છે: 'પ્રધાનજી! બુંદીનો કિલ્લો આંહીંથી કેટલો દૂર?'

'મહારાજ! ત્રણ જોજન દૂર.'

‘એ કિલ્લાના રક્ષક કોણ?’

‘શૂરવીર હાડા રજપૂતો.’

‘હાડા?’ મહારાજનું મોં ફાટયું રહ્યું.

‘જી, પ્રભુ! ચિતોડાધિપતિને એનો કયાં અનુભવ નથી? ખાડા ખસે, મહારાજ, પણ હાડા નહિ ખસે.’

‘ત્યારે હવે શું કરવું?’ રાણાજીને ફિકર થવા લાગી.

મંત્રીના મગજમાં યુક્તિ સૂઝી. એણે કહ્યુ : ‘મહારાજ, આપણે તો ગમે તેમ કરીને સોગંદ પાળવા છે ને? આજ રાતોરાત માણસો રોકીને હું આપણા ગામ બહાર બુંદીનો નકલી કિલ્લો ખડો કરી દઉં. પછી આપ આવીને એને પાડી નાખો. એટલે ઉપવાસ છૂટી જશે.

રાણા છાતી ઠોકીને બોલ્યા : ‘શાબાશ! બરાબર છે!’

રાતોરાત કામ ચાલ્યું. પ્રભાતે તો બુંદીનો નકલી કિલ્લો તૈયાર થયો. રાણાજી સૈન્ય લઇને કિલ્લો સર કરવા ઉપડયા.

પરંતુ રાણાજીની હજૂરમાં એક હાડો રજપૂત નોકરી કરતો હતો. એનું નામ કુંભો. જંગલમાં મૃગયા કરીને એ ચોખ્ખો ચાલ્યો આવતો હતો. શરીર ઉપર ધનુષ્ય-બાણ લટકાવેલાં,

કોઇએ એને કહ્યું કે ‘બુંદીનો આ નકલી કિલ્લો બનાવીને રાણાજી કિલ્લો તોડવા જાય છે.’

હાડો ભ્રુકુટિ ચડાવીને બોલ્યો કે: ‘શું! હું જીવતાં રાણો બુંદીનો નકલી કિલ્લો તોડવા જાશે? હાડાની કીર્તિને કલંક લાગશે?’

'પણ ભાઇ, એ તો નકલી કિલ્લો.!'

'એટલે શું? બુંદીના કિલ્લાને નામે રમતો રમી શકાય કે?'

ત્યાં તો રાણાજી સેનાને લઇને આવી પહોંચ્યા.

કુંભાજી એ નકલી કિલ્લાને દરવાજે જઇને ખડો થયો. ધનુષ્ય ઉપર બાણ ચઢાવ્યું. દૂરથી રાણાને આવતા દેખીને હાડો ગરજી ઊઠયો :

'ખબરદાર રાણા! એટલે ઊભા રહેજો. હાડો બેઠો હોય ત્યાં સુધી બુંદીને નામે રમત રમાય નહિ. તે પહેલાં તો હાડાની ભુજાઓ સાથે રમવું પડશે.'

રાણાએ કુંભાજી ઉપર આખી સેના છોડી મૂકી. ભોંય પર ઘૂંટણભર થઇને કુંભે ધનુષ્ય ખેંચ્યું. ધનુષ્યમાંથી બાણ છૂટતાં જાય તેમ સેનાના યોદ્ધાઓ એક પછી એક પડતા જાય. કુંભોજી કુંડાળું ફરતો ફરતો યુદ્ધ કરે છે, આખું સૈન્ય એના ઉપર તૂટી પડે છે. આખરે વીર કુંભો પડયો. નકલી કિલ્લાના સિંહદ્વારની અંદર, એના પ્રાણ રહ્યા ત્યાં સુધી કોઇ પેસી શકયું નહિ. એના લોહીથી નકલી બુંદીગઢ પણ પવિત્ર બન્યો.

# પ્રતિનિધિ

સતારાના કિલ્લા પર બેઠા બેઠા શિવાજી મહારાજ એક દિવસ સવારે જોઇ રહ્યા હતા કે પોતાના ગુરુજી રામદાસ નગરને બારણે બારણે ભિક્ષા માગતા અન્નહીન વસ્ત્રહીન ભટકયા કરે છે.

રાજાના મનમાં થાય છે : 'અહો! આ તે શું ધતિંગ! ગુરુજીના હાથમાં ભિક્ષાની ઝોળી! જેને ઘેર લગારે કશી ખામી નથી, રાજરાજેશ્વર શિવાજી જેને ચરણે પડયો છે, લોકો જેના ખોળામાં બધી સંપત ધરી દે છે, તેવા એક સાધુની વાસનાનો યે અંત નથી! વ્યર્થ છે. ફૂટેલા વાસણમાં પાણી લાવીને તરસ છિપાવવાનું જેમ વ્યર્થ છે, તેમ આ લોભી સાધુની તૃષ્ણા મટાડવા માટે એના હાથમાં રાજલક્ષ્મી ઠાલવવી પણ વ્યર્થ છે. પણ ના, એક વખત એની પરીક્ષા તો કરવી જોઇએ. ખબર પડશે કે આ સંન્યાસીની તૃષ્ણાને તળિયું છે કે નહિ.'

એમ વિચારીને મહારાજે કાગળ કલમ લીધાં, કાગળ પર કાંઇક લખ્યું, બાલાજીને બોલાવ્યો ને આજ્ઞા કરી કે 'ગુરુજી જ્યારે આપણે દ્વારે ભિક્ષા માગવા પધારે ત્યારે એમની ઝોળીમાં આ કાગળ ધરી દેજો.'

ભિક્ષા માગતા માગતા ગુરુજી ચાલ્યા જાય છે. અંગ ઉપર એક કાપીન, હાથમાં ઝુલી રહી છે એક ઝોળી. એના ગંભીર મોંમાંથી ગાન ઝરે છે 'હે જગત્પતિ, હે શંકર, સહુને તમે રહેવાનાં ઘર દીધાં, મને જ માત્ર રસ્તે ભટકવાનું સોંપ્યું. માડી અન્નપૂર્ણા સચરાચર સર્વને પોતાને હાથે ખવાડી રહી છે. તમે જ, હે પરમ ભિખારી! મને એ મૈયાના ખોળામાંથી ઝૂંટવી લઇને તમારો દાસ બનાવી દીધો, આ ઝોળી લેવરાવી. શી તમારી માયા, પ્રભુ!'

ગાન પૂરું થયું, ગુરુજી સ્નાન કરી કિલ્લાને દરવાજે આવ્યા. બાલાજીએ નમન કરીને એના ચરણમાં છત્રપતિની ચિઠ્ઠી મેલી. ગુરુજીએ પત્ર વાંચ્યો. પત્રમાં લખ્યું હતું કે 'ગુરુદેવ! આજથી આખું રાજ્ય હું આપને ચરણે ધરી દઉં છું. હું પણ આપને આધીન થાઉં છું.'

ગુરુજી હસ્યા. બીજે દિવસે પોતે શિવાજી મહારાજની પાસે ગયા અને બોલ્યા: 'બોલ, હે બેટા, રાજ મારે કબજે સોંપી દીધું તેથી તું પણ મારા કબજામાં આવ્યો. તો હવે બોલ, તું મારા રાજ્યમાં શું કામ કરીશ? તારામાં શી શી શક્તિ છે, વત્સ?'

શિવાજી મહારાજે નમન કરીને જવાબ વાળ્યો કે 'તમે કહો તે ચાકરી કરવામાં હું મારા પ્રાણ સમર્પીશ.'

ગુરુજી કહે કે 'ના, રે ના, બેટા, તારા પ્રાણની મને જરૂર નથી. ઉપાડી લે આ ઝોળી, અને ચાલ મારી સાથે ભિક્ષા માગવા.'

હાથમાં ઝોળી લઈને શિવાજી ગુરુદેવની સાથે દ્વારે દ્વારે ભટકે છે. મહારાજને દેખી નાનાં બચ્ચાઓ ઘરની અંદર દોડી જાય છે અને આ તમાશો જોવા પોતાનાં માબાપને બોલાવી લાવે છે. અખૂટ વૈભવનો ધણી, બાદશાહોને પણ ધ્રૂજાવનારો બહાદુર, અપરંપાર અનાથોનો સ્વામી શિવાજી આજ ઝોળી લઈને નીકળ્યો છે. એ જોઈને શિલા સમાન હૈયાં પણ પીગળી જાય છે. લોકો લજ્જાથી નીચે મોંયે ભિક્ષા આપે છે. ઝોળીમાં અનાજ નાખતા હાથ થરથરે છે. નગર આખું વિચારે છે કે 'વાહ રે મહાપુરૂષોની લીલા !'

દુર્ગની અંદર બપોરના ડંકા વાગ્યા, ને કામકાજ છોડીને નગરજનો વિસામો લેવા લાગ્યા. ગુરુ રામદાસ તો એકતારા ઉપર આંગળી ફેરવતા ગાન ગાતા જાય છે; એની આંખોમાંથી અશ્રધારા ચાલી જાય છે. શું હતું એ ગાન ?

'હે ત્રિલોકના સ્વામી ! તારી કળા નથી સમજાતી. તારે ઘેર તો કશી યે કમીના નથી. તો યે માનવીને હૃદયે હૃદયે આમ ભિક્ષા માગતો કાં ભટકે છે, ભગવાન ? તારે ત્યાં શાનો તોટો રહ્યો, સ્વામી ? કંગાલ માનવીના અંતરમાં તેં એવી શી શી દોલત દીઠી, કે એ મેળવવા માટે પ્રત્યેકની પાસે તું કાલાવાલા કરી રહ્યો છે, રામ.'

ગુરુ ગાતા ગાતા રખડે છે, શિવાજી પાછળ પાછળ ચાલ્યા જાય છે. આખરે સાંજ પડી, નગરની એક બાજુ, નદીને કિનારે સ્નાન કરીને ગુરુએ ભિક્ષામાં આણેલું અનાજ રાંધ્યું, પોતે લગાર ખાધું, બાકીનું શિષ્યો જમી ગયા.

મહારાજાએ હસીને કહ્યું: 'રાજપદનો ગર્વ ઉતારીને તમે આજે મને ભિખારી બનાવ્યો છે હે ગુરુદેવ! તો હવે બોલો, ફરમાવો, બીજી શી શી ઇચ્છા છે?'

ગુરુદેવ બોલ્યા: 'સાંભળ ત્યારે. મારે માટે પ્રાણ અર્પવાની તેં પ્રતિજ્ઞા કરી છે. તો હવે ઉપાડી લે મારો ભાર. આજ આ નાની ઝોળીનો ભાર નથી ઉપાડવાનો. આ નાનકડી નગરીમાં નથી ભટકવાનું. આજ તો મારે નામે, સારો પ્રતિનિધિ બનીને ફરીવાર આ રાજગાદી સંભાળી લે, બેટા! મારૂં સમજીને રાજ્યને રક્ષજે. રાજા બન્યા છતાં યે હૃદય ભિક્ષુકનું રાખજે. લે આ મારા આશિર્વાદ, અને સાથે સાથે આ મારું ભગવું વસ્ત્ર. વૈરાગીના એ વસ્ત્રનો રાજધ્વજ બનાવીને તારા કિલ્લા પર ચડાવી દેજે. આજથી આ રાજ્ય એ રાજ્ય નથી; એને ઇશ્વરનું દેવાલય સમજજે. જા બેટા, કલ્યાણ કર જગતનું.'

એ મનોહર સંધ્યાકાળે, ગીતો ગાતી એ નદીને કિનારે, નીચું માથું નમાવીને શિવાજી શાંત બેસી રહ્યા. લલાટ ઉપર જાણે ફિકરનાં વાદળાં જામી પડયાં. ગોવાળની વાંસળી થંભી ગઈ. ગાયો ગામમાં પહોંચી ગઇ. સૂર્ય પણ સંસારને સામે કાંઠે ઊતરી ગયો. શિવાજી મહારાજ સ્તબ્ધ બનીને બેસી જ રહ્યા. લૂંટારો બનીને રાજ્ય ચલાવવું સહેલ હતું, પણ આજ સાધુ બનીને સિંહાસને શી રીતે બેસાશે?

નદીને કિનારે પર્ણકુટીની અંદર તો તંબુરાના તાનમાં ગુરુદેવનાં પૂરબી રાગિણીના ગાન ગૂંજી ઊઠયાં હતાં: 'મને રાજાના શણગાર સજાવીને સંસારમાં બેસાડયો, ને તમે તો છુપાઇને છેટે જઇ બેઠા! તમે કોણ છો, હે રાજાધિરાજ? મેં

તો તમારી પાદુકા આણીને તખ્ત પર પધરાવી છે પ્રભુ! હું તો તમારા પગના બાજઠ પાસે જ બેઠો છું. સિંહાસન પર મારૂં આસન હોય નહિ, હરિ! હવે તો આ જિંદગીની સંધ્યા આવી પહોંચી. હવે તે ક્યાં સુધી બેસાડી રાખશો, રાજા? હવે તો આવીને આપનું રાજ્ય સંભાળી લો, સ્વામી!

શિવાજી મહારાજે એ ગાન સાંભળ્યું; ને ભગવા ઝંડાને જગત પર અમર બનાવ્યો.

# નગર–લક્ષ્મી

શ્રાવસ્તી નગરીમાં દુકાળ પડચો. પ્રજામાં હાહાકાર થઇ રહ્યો. પોતાના ભક્તજનોને ભેગા કરીને બુદ્ધ ભગવાને સવાલ કર્યો : ‘બોલો પ્રિયજનો, ભૂખ્યાંને અન્ન દેવા તમારામાંથી કોણ કમ્મર બાંધે છે ?’

ગુરુદેવનો સવાલ સાંભળીને રત્નાકર શેઠે માથું નીચું ઢાળ્યું અને હાથ જોડીને જવાબ દીધો : ‘આવા વિશાળ નગરને માટે અન્ન પહોંચાડવાની મારી શક્તિ નથી, પ્રભુ.’

ત્યારપછી ગુરુદેવનાં નિરાશ નયનો સેનાપતિ જયસેનના મોં પર પડયાં. જયસેને જવાબ વાળ્યો : ‘છાતી ચીરીને હૃદયનું લોહી દેવાથી જો પ્રજાનો પ્રાણ ઊગરી શકે તો પલવારમાં હું કાઢી આપું, પ્રભુ ! પણ મારા ઘરમાં એટલું અનાજ કયાંથી હોય !’

નિઃશ્વાસ નાખીને ધર્મપાલ બોલી ઊઠયો : ‘હું તો ભાગ્યહીન છું પ્રભુ ! મારા સોના સરખા ખેતરમાંથી દુકાળે બધો કસ શોષી લીધો, હું રાજ્યનો કર પણ કેવી રીતે ભરી શકીશ ?’

બધા એક બીજાના મોં સામે જોવા લાગ્યા. કોઇ જવાબ દેતું નથી. ચુપચાપ બની ગયેલી એ મેદિનીની અંદર, ભૂખથી પીડાતા એ પ્રજાજનોની સામે, બુદ્ધ ભગવાનની કરુણાળુ આંખો સંધ્યાકાળના ઉદાસ તારાની માફક ચોંટી રહી.

ત્યાર પછી એ સમુદાયની અંદરથી એક રમણી ઊભી થઇ. લાલ લાલ એનું લલાટ છે અને શરમમાં નીચે નમેલું એનું માથું છે. ગૌતમ પ્રભુના સાચા શિષ્ય અનાથપીંડદની એ દીકરી સુપ્રિયા હતી. વેદનાથી એની આંખમાં આંસુ ભરાઇ આવેલાં. બુદ્ધદેવના ચરણની રજ લઇને મધુર કંઠે એ બાઇ બોલી :

'હે દેવ ! આજે જ્યારે સહુએ નિઃશ્વાસ નાખી આપને નિરાશ બનાવ્યા છે, ત્યારે હું એક પામરમાં પામર સેવિકા આપની આજ્ઞા માથે ચડાવી લઉં છું. અનાજ વિના આજે જે માનવી કલ્પાંત કરી રહ્યાં છે, તે બધા મારા જ સંતાનો સરખાં મને લાગે છે. નગરમાં આંગણે આંગણે અનાજ પહોંચાડવાનો ભાર આજે હું મારે માથે ધરી લઉં છું.'

સાંભળનારા સહુ લોકોને નવાઇ લાગી. ગુરુદેવના માનીતા શિષ્યોમાંથી કોઇ હાંસી કરવા લાગ્યું, કોઇ ગુસ્સે થઇ ગયું, કોઇને લાગ્યું કે સુપ્રિયા પાગલ બની ગઇ છે. સખ્ત અવાજે સહુ એને પૂછવા લાગ્યાં : 'ઓ ભિખ્ખુની દીકરી ! તું પોતે પણ ભિખ્ખુની ! એટલું બધું અભિમાન ક્યાંથી આવી ગયું કે તું આવું વિકટ કામ તારે માથે ઉપાડી લે છે ? તારા ઘરમાં એવા શા ભંડાર ભર્યા છે, ભિખારણ ?'

બધાની પાસે માથું નમાવીને સુપ્રિયા બોલી : 'મારી પાસે બીજું કાંઇ યે નથી; રહ્યું છે ફક્ત આ એક ભિક્ષાપાત્ર. હું તો પામર નારી છું, સહુથી ગરીબ છું. પરંતુ હે પ્રિયજનો! તમારી દયાના બળે જ ગુરુદેવની આજ્ઞા સફળ થશે, મારી શક્તિથી નહિ, મારો ભંડાર તો તમારા સહુના ઘરેઘરમાં ભર્યો છે. તમારી સહુની ઇચ્છા સાચી હશે તો મારું આ પામર ભિક્ષાપાત્ર પણ એક અક્ષયપાત્ર બની જશે. હું તમારે દ્વારે દ્વારે ભટકીશ ને તમે જે દેશો તે ભૂખ્યાંને ખવરાવીશ. માતા વસુંધરા જીવતી છે ત્યાં સુધી શી ખોટ છે?'

ગુરુદેવે આશીર્વાદ દીધા. લોકોએ પોતાના ભંડાર એ ભિખ્ખુનીના ભિક્ષાપાત્રમાં ઠાલવ્યા અને આખી નગરી ભૂખમરામાંથી ઊગરી ગઇ.

# સ્વામી મળ્યા !

ગંગાને કિનારે તુલસીદાસજી એક દિવસ સાંજને ટાણે ટેલતા હતા, એનું હૃદય એ વખતે પ્રભુના ગાનમાં મસ્ત હતું.

પાસે જ સ્મશાન હતું. સ્મશાન સામે નજર કરતાં સ્વામીજીએ જોયું કે પોતાના પતિના શબના પગ પાસે એક સતી નારી બેઠેલી છે, પતિની ચિતામાં બળી મરવાનો એ બાઈએ મનસૂબો કરેલો. કપાળમાં ચંદનની પીળ કરેલી, સેંથામાં સિંદૂર ભરેલો અને અંગ ઉપર લગ્નદિવસનાં વસ્ત્રાભૂષણો ધરેલાં.

ભેળાં મળેલાં સગાંવહાલાં આનંદની ચીસો પાડે છે, સતીના નામનો જયજયકાર બોલાવે છે, અને પુરોહિતો ધન્યવાદ દેતા દેતા ચિતાની તૈયારી કરી રહ્યા છે. એ સતી સ્ત્રીએ અચાનક ત્યાં તુલસીદાસજીને જોયા અને આતુર બનીને પૂછ્યું : 'હે ગોસ્વામી ! તમારા પવિત્ર મુખમાંથી મને પરવાનગી આપો. મને આશીર્વાદ દો, એટલે હું સુખેથી ચાલી જઇશ.'

ગોસ્વામીએ પૂછ્યુંઃ 'માતા, ક્યાં જવાની આ તૈયારી કરી છે ?'

બાઇ બોલી : 'મારા સ્વામીની સાથે બળી મરીને સ્વર્ગે જઇશ, મહારાજ !'

હસીને ગોસ્વામી કહે છે : 'હે નારી, આ ધરતીને છોડી સ્વર્ગમાં જવાનું કાં મન થાય છે ? સ્વર્ગનો જે સરજનહાર છે તેની જ સરજેલી શું આ પૃથ્વી પણ નથી, બહેન ?'

અજ્ઞાન સ્ત્રી આ વાતનું રહસ્ય સમજી ન શકી. એ તો વિસ્મય પામીને સાધુ સામે જોઇ રહી. એના મનમાં થયું કે 'તુલસીદાસ સરખો ધર્માવતાર આજે કાં આવી વાણી કાઢી રહ્યો છે ?'

સ્વામીજીની સામે જોઇને બાઇ બોલી : 'મારા સ્વામી મને આંહીં મળી જાય તો મ્હારે સ્વર્ગનું શું કામ !'

તુલસીદાસ ફરી વાર હસીને બોલ્યા : 'ચાલો પાછાં ઘેરે, મૈયા ! સાધુનો કોલ છે કે એક મહિનાની મુદતમાં તમને તમારો સ્વામી પાછો મળશે.'

તુલસીદાસનો કોલ ! ભક્તહૃદયને શ્રદ્ધા બેઠી. આશાતુર હૃદયે એ બાઇ પાછી વળી ને ગોસ્વામીની પાછળ પાછળ ચાલી ગઇ. પછવાડે પુરોહિતોએ શાપ વરસાવ્યા, સગાંવહાલાંઓએ નિંદા શરુ કરી, ગાળોના ઉચ્ચાર કાઢયા; કોઈએ પથ્થરો પણ ફેંકયા : પલવાર પહેલાંની સતી બીજી જ પળે કુલટા બની ગઈ. ભયભીત હૃદયે એ નારી ગોસ્વામીના પડખામાં લપાતી ધ્રૂજતી જાય છે, પાછળ નજર નાખતી જાય છે. ગોસ્વામી તો પ્રભુના કીર્તનમાં મસ્ત બની નિર્ભય પગલે ચાલે છે; એ ભકતની અને એ નારીની પાસે આવવાની કોઇની મગદૂર નહોતી.

એક નિર્જન પર્ણકુટીમાં એ બાઈને સુવાડીને ગોસ્વામી ગંગાને કિનારે પાછા આવ્યા. આખી રાત જાગીને એણે પ્રભુનાં કીર્તન ગાયાં. પ્રભાતે એ રમણીની પાસે જઈને ભક્તવર થોડી વાર બેઠા. પ્રભુની ને પ્રભુ–કરુણાની મીઠી વાતો કરી. એક મહિના સુધી આમ ચાલ્યું. એ આશાતુર વિધવાના વદન ઉપર કોઈ અમર ઉલ્લાસ પ્રકાશી નીકળ્યો. શ્વેત વસ્ત્રોની અંદરથી પણ પરમ સૌભાગ્ય પ્રગટ થયું. એની આંખોનાં આંસુ સુકાયાં, પ્રકાશનાં કિરણો છૂટયાં.

સગાંવહાલાંએ આવીને મર્મવચનો કહ્યાં : 'કાં, તારો સ્વામી જીવતો થયો કે ?'

વિધવાએ હસીને કહ્યું : 'હા ! સ્વામી તો પાછા આવી ગયા.'

ચમકીને બધા પૂછે છે : 'હેં ! ક્યાં છે ? કયા ઓરડામાં બેઠા છે ? બતાવ ને ?'

રમણીએ ઉત્તર દીધો : 'આ હૃદયના ઓરડામાં સ્વામી સજીવન બનીને બેઠા છે. તમે ત્યાં શી રીતે જોઈ શકો ?'

# પારસ-મણિ

વૃન્દાવનની અંદર, યમુનાને કિનારે બેઠા બેઠા સનાતન ઋષિ પ્રભુનામ રટી રહ્યા હતા. એ વખતે એક કંગાળ બ્રાહ્મણે આવીને ઋષિજીને ચરણે પ્રણામ કર્યા.

સનાતને પૂછ્યું : 'ભાઇ, કયાંથી આવો છો? તમારું નામ શું?'

બ્રાહ્મણ બોલ્યો : 'મહારાજ! બહુ દૂર દેશથી આવું છું. મારું દુઃખ વર્ણવ્યું જાય તેમ નથી. ઇશ્વરની આરાધના કરતાં કરતાં એક રાત્રીએ મને સ્વપ્નમાં જાણે કોઇ દેવ કહી ગયા : 'યમુનાને કાંઠે સનાતન ગોસ્વામીની પાસે જઇને યાચના કરજે. તારી ભીડ એ ભલા સાધુ ભાંગવાના.'

સનાતન બોલ્યા : 'બેટા, મારી આશા કરીને તું આવ્યો, પણ હું શું આપું? જે હતું તે બધું ફેંકી દઇને, ફક્ત આ ઝોળી લઇને જ હું તો જગતની બહાર ચાલી નીકળ્યો છું. પણ હાં! હાં! મને યાદ આવે છે. એક દિવસ કોઇને દેવા કામ આવશે, તેટલા માટે મેં એક મણિને પેલે ઠેકાણે રેતીમાં દાટી રાખેલ છે. જા ભાઇ, એને લઇ જા. તારું દુઃખ એનાથી ફિટવાનું. તને અખૂટ દોલત મળવાની.'

સ્પર્શમણિ ! આહા ! બ્રાહ્મણ તો દોડતો દોડતો મુનિએ બતાવેલી જગ્યાએ પહોંચ્યો ને એણે રેતીમાંથી મણિ બહાર કાઢયો. પોતાના લોઢાના માદળિયાને જ્યાં મણિ અડકાડે છે ત્યાં તો માદળિયું સોનાનું બની ગયું. બ્રાહ્મણ તો આનંદમાં નાચવા લાગ્યો. ખૂબ નાચ્યો. મનમાં એણે અનેક મહેલમહેલાતો ખડી કરી દીધી. કેવા કેવા વૈભવો ભોગવશે તેની કૈં કૈં કલ્પનાઓ કરી લીધી. પછી થાકીને થોડો આરામ લેવા નદીકાંઠે બેઠો. યમુનાના પ્રવાહનું મધુર મધુર ગાન સાંભળીને એ શાંત બન્યો. ચોપાસ ફૂલો અને વૃક્ષોની શોભા નિહાળી. પંખીઓના આનંદમય કિલકિલાટ સાંભળ્યા. સૂર્યાસ્ત સામે નજર કરી.

બ્રાહ્મણની એક આંખ આ સુંદરતા ઉપર હતી, બીજી આંખ હતી એના મનની પેલી મહેલાતો ઉપર. એનું મન ડોલવા લાગ્યું. એને સાંભર્યા ગોસ્વામી સનાતન. એને ઘણી ઘણી વાતો સાંભરી આવી.

દોડતો દોડતો બ્રાહ્મણ સનાતનની પાસે આવીને એના પગમાં પડયો. આંખમાં આંસુ લાવીને એ ગદ્‌ગદ સ્વરે બોલ્યોઃ 'અખૂટ સમૃદ્ધિ આપનાર મણિને જેણે માટી સમાન ગણીને આપી દીધો તેના ચરણની માટી જ મારે જોઈએ. આ મણિ ન ખપે.'

એમ બોલીને એણે નદીના ઊંડા પાણીમાં મણિ ફેંકી દીધો.

મણિ દેનાર અને મણિ લેનાર બન્ને જીતી ગયાં.

# તુચ્છ ભેટ

યમુનાનાં પાણી ઘુમરી ખાતાં દોડયાં જાય છે. બન્ને કિનારે ઊંચા પહાડોની શિખરમાળા ઊભી છે. ગુફાના સાંકડા માર્ગમાં ચાલ્યો જતો પ્રવાહ પાગલથી પેઠે દિવસ રાત ગરજ્યા કરે છે.

નદીની એ વાંકીચૂંકી વેણી વીંખતા વીંખતા આસમાની પહાડો એક પછી એક આઘે–કેટલે ય આઘે ચાલ્યા જાય છે. શિખર બધાં અચળ ઊભાં છે તો યે જાણે ચાલતાં જણાય છે અને નદી ચાલી જાય છે તો યે જાણે સાંકળે બાંધેલી સ્તબ્ધ ઊભી હોય તેવું લાગે છે. પહાડો ઉપર ઊંચાં ઝાડ ઊભાં છે: કેમ જાણે હાથ લંબાવીને પહાડો પેલી વાદળીઓને બોલાવતા હોય! આવા પ્રદેશમાં પર્ણકુટી બાંધીને શીખ ગુરુ રહેતા હતા.

એક દિવસ ગુરુજી પ્રભુલીલા વાંચી રહ્યા છે. તે સમયે રાજા રઘુનાથ પધાર્યા. ગુરુદેવને ચરણે નમન કરીને રાજા બોલ્યા: 'હે પ્રભુ! દીન સેવક થોડી ભેટ લાવ્યો છે.'

હાથ લંબાવીને ગુરુજીએ રાજાના મસ્તક પર મેલ્યો, આશીષો આપી, કુશળખબર પૂછ્યા. હિરાજડિત બે સોનાનાં કંકણો રઘુનાથે ગુરુદેવને ચરણે ધરી દીધાં.

ભોંય પરથી કંકણુ ઉઠાવીને ગુરુદેવ આંગળી ઉપર ચકર ચકર ફેરવવા લાગ્યા. કંકણુના હીરાની અંદરથી હજારો કિરણો નીકળતાં હતાં : કેમ જાણે હજાર હજાર કટારો છૂટતી હોય !

લગાર મોં મલકાવીને ગુરુએ કંકણો નીચે ધર્યાં ને પાછા એ તો પુસ્તકની અંદર આંખો માંડીને વાંચવામાં મશ-ગૂલ બન્યા. સામે રાજા રઘુનાથરાવ બેઠા છે તેની પણ એ સાધુને પરવા ન રહી.

ત્યાં તો અચાનક એ પથ્થર પરથી એક કંકણુ લપસી ગયું ને દડતું દડતું યમુનાના ઊંડા પાણીમાં જઇ પડયું.

'અરે ! અરે !' એવી ચીસ પાડીને રઘુનાથ રાજાએ એમ ને એમ પાણીમાં ઝંપલાવ્યું. બે હાથ લંબાવીને રાજા ચોમેર કંકણુને શોધવા લાગ્યા.

ગુરુજીના અંતરમાં તો પ્રભુની વાણીનો પરમ આનંદ જાગ્યો હતો. પુસ્તકની અંદરથી એણે તો પલવાર પણ માથું ઊંચું ન કર્યું.

યમુનાનાં શ્યામ જળ ચોમેર ઘુમરી ખાઇખાઇને જાણે રાજાને ટગાવી રહેલ છે ને કહે છે : 'જો આંહીં પડયું છે કંકણુ !' રાજાજી એ જગ્યાએ પાણી ડખોળી ડખોળી થાકે, ત્યાં તો એ મસ્તીખોર નદી બીજે ઠેકાણે ઘુમરી ખાઇને ફોસ-લાવે : 'જો, જો, ત્યાં નહિ, આંહીં પડયું છે તારું કંકણુ.'

આખરે દિવસ આથમ્યો, આખો દિવસ પાણી ફેંદયાં પણ રાજાજીને કંકણુ ન જડયું. ભીંજાતે વસ્ત્રે અને ઠાલે હા

રાજાજી ગુરુની પાસે આવ્યા. એના મનમાં તો શરમ હતી : 'કંકણ મળ્યું નહિ ! ગુરુજી મને શું કહેશે ?'

હાથ જોડીને રઘુનાથે કહ્યું : 'મહારાજ ! કંકણ કયે ઠેકાણે પડયું એ બતાવો તો હમણાં જ હું ગોતી કાઢું.'

'જોજે હો !' એમ કહીને ગુરુજીએ યમુનાની અંદર બીજા કંકણનો પણ ઘા કર્યો ને કહ્યું : 'એ જગ્યાએ !'

શરમીંદો રાજા દિગ્મૂઢ બનીને ગુરુની સામે જોઇ રહ્યો. ગુરુજીનું મોં તો મલકતું જ રહ્યું.

## કર્ણનું બલિદાન

કુંતી : તું કોણ છે તાત ? આંહીં શું કરે છે ?

કર્ણ : પવિત્ર ગંગાને કિનારે, સંધ્યાના સૂર્યને હું વંદી રહ્યો છું. મારું નામ કર્ણ : અધિરથ સારથીનો હું પુત્ર : ને રાધા મારી જનેતા. બોલો માડી, કોણ છો તમે ?

કુંતી : બેટા હું એ જ, કે જેણે તારા જીવનને પહેલે પ્રભાતે તને પૃથ્વીનાં દર્શન કરાવ્યાં. લાજમરજાદ મેલીને આજ હું મારી ઓળખાણ દેવા આવી છું.

કર્ણ : કાંઇ સમજાયું નહિ, માતા ! તો યે–તો યે તમારી આંખોનાં કિરણો અડયે મારું યોદ્ધાનું હૃદય, સૂર્યનાં કિરણોને સ્પર્શે બરફનો પહાડ દ્રવી પડે એવી રીતે ગળી પડે છે. અને તમારો અવાજ તો જાણે મારા આગલા જન્મોમાંથી આવીને અંતરમાં કોઇ અકળ નવી વેદના જગાડે છે. બોલો, બોલો, હે અપરિચિતા ! મારા જન્મની એવી કઇ રહસ્યગાંઠ તમારી સાથે બંધાએલી છે ?

કુંતી : ઘડીવાર ધીરો થા બેટા ! સૂર્યને આથમી જવા દે. સંધ્યાનાં ઘોર અંધારાં સંસાર પર ઊતરવા દે. પછી બધું યે કહીશ. મારું નામ કુંતી.

કર્ણ : તમે કુંતી ? અર્જુનની જનેતા ?

કુંતી : હા ! અર્જુનની–તારા વેરીની હું જનેતા. પણ એ જ કારણે તું મને તરછોડતો ના. હજી યે મને સાંભરે છે હસ્તિનાપુરમાં એ અસ્ત્રપરીક્ષાનો દિવસ. તારાઓની મંડળીમાં જેમ અરુણ ચાલ્યો આવે તેમ રંગભૂમિની મેદિની વચ્ચે તું તરુણ કુમાર જ્યારે દાખલ થયો, ત્યારે સ્ત્રીઓના ચકની પાછળ શું શું ચાલી રહેલું ? એ બધી રમણીઓના વૃંદની વચ્ચે, કોણ એ અભાગણી બેઠેલી કે જેના જર્જરિત હૈયામાં પ્રીતિની હજારો ભૂખી નાગણી જાગતી હતી ? કોણ હતી એ નારી, જેની આંખોએ તારાં અંગેઅંગને આશિષોનાં ચુંબન આપેલાં ? બેટા ! એ બીજી કોઇ નહિ, પણ તારા વેરી અર્જુનની જ માતા હતી.

પછી કૃપે આવીને તારા પિતાનું નામ પૂછયું, 'રાજવંશી વિના અર્જુનની સાથે ઝૂઝવાનો કોઇનો અધિકાર નથી' એવું મેણું દીધું, તારા લાલચોળ મોંમાંથી વાચા ન ફૂટી, સ્તબ્ધ બનીને તું ઊભો રહ્યોઃ એ સમયે કોણ હતી એ નારી કે જેના અંતરમાં તારી એ શરમે બળતરાના ભડકા સળગાવેલા ! બીજી કોઇ નહિ, પણ એ અર્જુનની જ જનેતા, ધન્ય છે દીકરા દુર્યોધનને, કે જેણે એ જ ક્ષણે તને અંગરાજની પદવી અર્પી. ધન્ય છે એને ! કોની આંખોમાંથી એ પળે આંસુ વછૂટયાં હતાં ? અર્જુનની માતાનાં જ એ હર્ષાશ્ર હતાં. એવે સમે અધિરથ સારથી, રંગભૂમિ ઉપર રસ્તો કરતા

કરતા હરખાતા હરખાતા દાખલ થયા. દોડીને તેં એને 'બાપુ' કહી બોલાવ્યા, અભિષેકથી ભીનું તારું માથું તેં એ વૃદ્ધ સારથિને ચરણે નમાવ્યું, આખી સભા તાજ્જુબ બનીને તાકી રહી. પાંડવોએ ક્રૂર હાંસી કરીને તને ધિઃકાર દીધો, તે સમે કોનું હૈયું ગર્વથી પુલાયેલું ? કોણે તને વીરમણિ કહીને આશિષો દીધી ? એ પ્રેમઘેલી નારી હું–હું અર્જુનની જનેતા હતી, દીકરા !

કર્ણ : આર્યા ! મારા પ્રણામ છે તમને. પણ તમે તો રાજ-માતા : તમે આંહીં એકલાં કયાંથી ! જાણતાં નથી કે આ રણક્ષેત્ર છે ને હું કૌરવોનો સેનાપતિ છું ?

કુંતી : જાણું છું, બાપ ! પણ હું એક ભિક્ષા લેવા આવી છું. જોજે હો ! ઠાલે હાથે પાછી ન વળું.

કર્ણ : ભિક્ષા ! મારી પાસે ! ફક્ત બે ચીજો માગશો મા, માતા ! એક મારૂં પુરુષત્વ, બીજો મારો ધર્મ. ત્રીજી ગમે તે આજ્ઞા કરો, ચરણોમાં ધરી દઇશ.

કુંતી : હું તને જ લઇ જવા આવી છું.

કર્ણ : કયાં લઇ જશો મને ?

કુંતી : તૃષાતુર આ હૈયાની અંદર, જનેતાના આ ખોળામાં.

કર્ણ : ભાગ્યવંત નારી ! તમને તો પ્રભુએ પાંચ પાંચ પુત્રો દીધા છે. એમાં મારું, એક કુલહીનનું, પામર સેના-પતિનું સ્થાન કયાંથી હોય ?

કુંતી : એ પાંચેથી તને ઊંચે બેસાડીશ, સહુથી મોટેરો કરી માનીશ.

કર્ણ : તમારા ઘરમાં પગ મેલવાનો મારો શો અધિકાર? એક તો તમારા પુત્રોનું રાજપાટ ઝૂંટાયું, અને હવે બાકી રહેલા એના માતૃપ્રેમમાં યે શું હું પાછો ભાગ પડાવું? જનેતાનું હૃદય બાહુબળથી યે કોઇ ન ઝૂંટાવી શકે. એ તો પ્રભુનું દાન છે.

કુંતી : રે બેટા! પ્રભુનો અધિકાર લઇને જ તું એક દિવસ આ ખોળામાં આવેલો. આજ એ જ અધિકારને બળે તું પાછો આવ. નિર્ભય બનીને ચાલ્યો આવ. જનેતાના ખોળામાં તારું આસન લઇ લે.

કર્ણ : હે દેવી! જાણે કોઇ સ્વપ્નમાં બોલતું હોય, એવી તમારી વાણી છે. જુઓ, જુઓ, ચોમેર અંધારાં ઊતરે છે, દિશાઓ ઢંકાઇ ગઇ છે, ભાગીરથીનાં નીર ચુપચાપ ચાલ્યાં જાય છે. કયા એ માયાવી લોકોની અંદર, કયા એ વિસારે પડેલ પ્રદેશમાં, બાલ્યાવસ્થાના કયા એ પ્રભાતની અંદર તમે મને ઉપાડી જાઓ છો? જુગાન્તરજુના કોઇ સત્ય સમી તમારી વાણી આજે મારા અંતરની સાથે અથડાય છે. ઝાંખી ઝાંખી મારી બાલ્યવસ્થા જાણે મારી સામે આવીને ઊભી છે. જનેતાના ગર્ભનું એ ઘોર અંધારું જાણે મને ઘેરીને ઊભું છે. રે રાજમાતા! એ બધું સત્ય હો, કે કેવળ ભ્રમણા હો, પણ આવો, સ્નેહમયી! પાસે આવો, અને પલવાર તમારો જમણો હાથ મારે લલાટે ચાંપો. જગતને મોંયે મેં સાંભળ્યું

છે કે મારી માએ મને રઝળતો મૂકેલો. રાત્રિએ સ્વપ્નની અંદર કેટકેટલી વાર મેં જોયું છે કે મારી મા મને મળવા આવે, રડીરડીને એને કહું : ‘મા ! ઓ મા ! ઘૂમટો ખોલો. મોઢું બતાવો.’ —ત્યાં તો સ્વપ્નને છિન્નભિન્ન કરીને મા અદૃશ્ય બની જાય. આજે આ સંધ્યાકાળે, આ રણક્ષેત્રની અંદર, આ ભાગીરથીને કિનારે, શું એ જ મારી સ્વપ્નની માતા કુંતીનું રૂપ ધરીને આવી હશે ? નજર કરો મા ! સામે કિનારે તો જુઓ ! કૌરવોની અશ્વશાળામાં લાખલાખ અશ્વોના ડાબલા ગાજી રહ્યા છે. કાલે પ્રભાતે તો મહાયુદ્ધ મંડાશે. અરેરે ! આજ છેલ્લી રાત્રિયે, આટલો મોડો, મારી માતાનો મધુરો અવાજ મેં અર્જુનની જનેતાને મુખે કાં સાંભળ્યો ? એના મોંમાં મારું નામ આટલું મીઠું તે કાં સંભળાય ? આજ મારું અંતર ‘ભાઇ ભાઇ’ પોકારતું પાંચ પાંડવોની પાછળ કાં દોડી રહ્યું છે ?

કુંતી : ત્યારે ચાલ્યો આવ બેટા ! ચાલ્યો આવ.

કર્ણ : આવું છું, મા ! આવું છું. કશું યે પૂછીશ નહિ, લગારે વહેમ નહિ લાવું, જરાએ ફિકર નહિ કરું, દેવી ! તમે જ મારી માતા ! તમારો સાદ પડતાં તો પ્રાણ જાગી ઊઠયો છે. આજ યુદ્ધમાં રણશીંગા નથી સંભળાતાં. મનમાં થાય છે કે મિથ્યા છે એ ઘોર હિંસા, મિથ્યા એ કીર્તિ, એ જય ને એ પરાજય ! ચાલો, તેડી જાઓ, કયાં આવું ?

કુંતી : સામે કિનારે, જ્યાં ઝાંખી ઝાંખી રેતી ઉપર દીવા ઝળહળે છે.

કર્ણ : ત્યાં મારી ખોવાયેલી માતા શું મને પાછી જડશે? તમારાં સુંદર કરુણાળુ નયનોની અંદર ત્યાં શું માતૃ-સ્નેહ સદાકાળ ઝબકી રહેશે? બોલો, દેવી! ફરી એકવાર બોલો, કે હું તમારો પુત્ર છું.

કુંતી : તું મારો વહાલો પુત્ર!

કર્ણ : ત્યારે તે દિવસે શા માટે મને આ અંધ અજાણ્યા સંસારમાં ફેંકી દીધેલો? શા માટે મારું ગૌરવ ઝૂંટી લીધું, મને કુળહીન કરી નાખ્યો, માનહીન ને માતૃ-હીન બનાવ્યો? સદાને માટે મને ધિઃકારના પ્રવાહમાં શાને વહેતો મેલ્યો? કુળમાંથી મને કાં કાઢી મેલ્યો? અર્જુનથી મને શા સારુ અળગો રાખી મૂક્યો? એટલે જ ઓ માતા! નાનપણથી જ કોઇ નિગૂઢ અદૃશ્ય ખેંચાણ, હિંસાનું રૂપ ધરીને મને અર્જુનની પ્રત્યે ખેંચી રહ્યું છે. જવાબ કાં નથી દેતાં જનની?

અંધકારનાં પડો ભેદીને તમારી શરમ મારા અંગેઅંગને ચુપચાપ અડકી રહી છે, મારી આંખોને દબાવી રહી છે. ભલે, તો પછી ભલે, બોલશો ના કે મને શા કારણે તજેલો! બોલશો ના, બોલશો ના, કે શા માટે તમે તમારા સંતાનના હાથમાંથી જનેતાનો પ્રેમ ઝૂંટવી લીધો! જનેતાનો પ્રેમ: દુનિયાની અંદર પ્રભુનું એ પહેલવહેલું દાન: દેવતાની એ અણમોલી દોલત! હાય, એ જ તમે

છીનવી લીધી! તો પછી બોલો, ફરીવાર મને ખોળામાં લેવા આજ શા કારણે આવ્યા છો માડી ?

કુંતી : બેટા ! વજ્રસમાં એ તારાં વેણુ મારા હૈયાના ચૂરા કરી રહ્યાં છે. તને તજેલો એ પાપે તો પાંચ પાંચ પુત્રો છતાં યે મારું હૈયું પુત્રહીન હતું. હાય રે ! પાંચ પુત્રો છતાં યે સંસારમાં હું 'કર્ણ! કર્ણ!' કરતી ભટકતી હતી. તરછોડેલા એ પુત્રને કાજે તો, રે તાત! હૈયામાં વેદનાની જ્યોત સળગાવી હું દેવતાની આરતી ઉતારતી આવી છું.

આજ મારાં ભાગ્ય ઊઘડયાં, તે તું મને મળ્યો. તારે મોંયે હજુ તો વાચા યે નહોતી ફૂટી ત્યારે મેં તારો અપરાધ કરેલો, બેટા! એ જ મોંયે આજ તું તારી અપરાધી માડીને માફી આપજે. તારા ઠપકાનાં વેણુથી યે વધુ તાપ તો તારી એ ક્ષમા મારે અંતરે સળગાવશે અને મારા પાપને પ્રજાળી મને નિર્મળ બનાવશે.

કર્ણ : માતા, ચરણુજ આપો ને મારાં આંસુ સ્વીકારો.

કુંતી : તને છાતીએ ચાંપીને મારું સુખ લેવા હું નથી આવી, પણુ તારા અધિકાર તને પાછા સોંપવા આવી છું. વહાલા ! તું સારથીનું સંતાન નથી: તું રાજાનો કુમાર છે. તાત! બધી હીનતાને ફેંકી દે. ચાલ્યો આવ. પાંચે ભાઈઓ તારી વાટ જોવે છે.

કર્ણ : ના, ના, માડી! હું તો એ સારથીનુંજ સંતાન. રાધા જ મારી સાચી જનેતા. એનાથી મોટું પદ મારે ન

ખપે. પાંડવોનાં માવતર પાંડવોને મુબારક હો. કૌરવોનું કુલાભિમાન ભલે કૌરવો પાસે રહ્યું. મને કોઇની ઈર્ષા નથી, માતા !

કુંતી : તારું જ રાજ્ય હતું. બાહુબળ બતાવી એ બાપનું રાજ્ય મેળવી લે ને ! યુધિષ્ઠિર તને ચામર ઢોળશે, ભીમ તારે મસ્તકે છત્ર ધરશે, અર્જુન તારા રથનો સારથી થશે, પુરોહિત વેદના મંત્રો ગાશે. શત્રુઓને જીતી, ચક્રવર્તીને સિંહાસને ચડી જા, બેટા !

કર્ણ : સિંહાસન ! જેણે જનેતાના અમોલા સ્નેહને નકાર્યો, તેને તમે તુચ્છ સિંહાસનની લાલચ આપી રહ્યાં છો, દેવી ! એક દિવસ મારી જે દોલત–મારો રક્તસંબંધ-તમે ઝૂંટવી લીધેલ છે, તે આજ તમારાથી પાછી નહિ દેવાય. મારી માતા, મારાં ભાંડુઓ, મારો રાજવંશ–પલકમાં તો એ બધાંને તમે મારા જન્મને ટાણે જ સંહારી નાખ્યાં છે. હવે એ ગરીબ માવતરને છોડી, હું આજે રાજસિંહાસન લેવા દોડું, તો કોટિ-કોટિ ધિઃકાર હજો મને મિત્રદ્રોહીને, માતૃદ્રોહીને !

કુંતી : તું સાચો વીર, બેટા ! ધન્ય છે તને ! હાય રે કર્તવ્ય ! તારી શિક્ષા તે શું આવી વસમી ! તે દિવસે–અરેરે તે કમનસીબ દિવસે કોણ જાણતું હતું કે માતાએ રઝળતો મેલેલો નિરાધાર બાળક આવો બળિયો બનશે ને હાથમાં ખડગ લઇને પોતાના સગા બાંધવોને જ સંહારવા અંધકારને માર્ગેથી એક દિવસ અચાનક ઝબકશે ! હાય રે, આવો તે શો શાપ !

કર્ણ : નિર્ભય રહેજો, માડી ! વિજય તો આખરે પાંડવોનો જ થવાનો છે, આ ઘોર સંગ્રામનું પરિણામ આકાશમાં લખાઇ ચૂક્યું છે, આ શાંત રાત્રીની અંદર પણ નભોમંડળમાંથી નિરાશાના અને પરાજયના જ પડઘા સંભળાય છે. અમારી હાર હું તો જોઇ રહ્યો છું. જે પક્ષનો પરાજય થવાનો છે એ પક્ષને તજવાનું મને કહેશો ના, માડી ! ભલે પાંડવો જીતે ને રાજા બને. હું તો એ હારનાર પક્ષમાં જ પડયો રહીશ. મારા જન્મની રાત્રીએ જે રીતે તમે મને ધૂળમાં રઝળતો મૂકેલો, નનામો કરી ગૃહહીન બનાવેલો, આજે એ જ રીતે, મનના મોહ મારીને, ઓ માડી ! મને આ અંધારા અને અપકીર્તિકારક પરાભવમાં રઝળતો મેલી દો. માત્ર એટલો જ આશીર્વાદ દેતાં જજો ઓ જનેતા ! કે વિજય, કીર્તિ અથવા રાજની લાલચે હું શૂરાનો માર્ગ કદાપિ ન છોડું.

# નરક–નિવાસ

[ રાજા સોમક મરીને આકાશમાર્ગે સ્વર્ગમાં જાય છે. રસ્તામાં નરકપુરી આવે છે. તે કાળનો આ પ્રસંગ છે. ]

[ નેપથ્યમાં ]

ક્યાં જાઓ છો મહારાજ ?

સોમક : કોણ છે એ ? એ કોણ બોલાવે છે મને ? ઘનઘોર અંધારામાં કાંઇ યે દેખાતું નથી. હે દેવદૂત ! પલવાર તારા વિમાનને આંહીં થંભાવ.

[નેપથ્યમાં]

હે નરપતિ ! નીચે આવો ! નીચે ઊતરો હે સ્વર્ગના મુસાફર !

સોમક : કોણ છો તમે ? ક્યાંથી બોલાવો છો ?

[નેપથ્યમાં]

સાદ ન ઓળખ્યો રાજા ? મૃત્યુલોકનો હું તમારો પુરોહિત !

સોમક : ગુરુદેવ ! ગુરુદેવ તમે આંહીં ? આખા બ્રહ્માંડનાં આંસુ એકઠાં મળ્યા હોય, એ આંસુની વરાળ બની

હોય, અને એ વરાળમાંથી જાણે સરજાયેલી હોય એવી આ દુનિયા લાગે છે. આંહીં સૂર્ય નથી, નથી ચંદ્ર, કે નથી તારા. ભયંકર કોઇ સ્વપ્નસમી ઘન-ઘોર ઉદાસી આકાશના હૃદયને જાણે ચાંપી ચુપચાપ ઊભી છે. આંહીં, આવા લોકમાં તમે કાં આવ્યા, પ્રભુ ?

પ્રેતો : સ્વર્ગને માર્ગે પડેલી આ દુનિયા, આનું નામ નરક-પુરી. દૂર દૂર આંહીંથી સ્વર્ગના દીવા દેખાય છે. સ્વર્ગના મુસાફરો દિવસરાત આંહીં થઇને જ ચાલ્યા જાય છે. એના રથનાં પૈડાંનો ઘરઘરાટ અમારા કાનમાં અથડાય, અમારી આંખોમાં એ જોઇને ઝેર વરસે, અમારી નીંદ ક્યાંયે ઊડી જાય. નીચે નજર કરીએ તો ધરતીનાં લીલૂડાં વન દેખાય; સાત સાત સાગરનું નિરંતર સંગીત સંભળાય; હાય રે ! સાગર ગાયા જ કરે.

પુરોહિત : વિમાનમાંથી નીચે આવો હે રાજા !

પ્રેતો : આવો, આવો, ને પલવાર અમારી પાસે રોકાઓ. અમ અભાગીની એટલી આજીજી છે, ઓ પુણ્ય-શાળી ! તાજા ચૂંટેલા ફૂલ પર ઝાકળનાં બિન્દુ બાઝયાં હોય, તેમ તમારે શરીરે પણ સંસારનાં આંસુ હજુ ચોંટી રહ્યાં છે. પૃથ્વીનાં ફૂલોની, વૃક્ષોની ને માટીની સુવાસ હજુ તમારા દેહ પર મહેકી રહી છે; પ્યારા સ્વજનોના સ્નેહની સુગંધ પણ હજુ તમારે શિરે મઘમઘે છે; ઋતુયે ઋતુના મધુરા રંગો પણ તમારા મોં ઉપર હજુ રમી રહ્યા છે, હે રાજન્ !

સોમક : ગુરુદેવ ! આ નરકમાં તમારો નિવાસ !

પુરોહિત : તમારા કુમારને યજ્ઞમાં હોમાવ્યો, એ પાપની આ સજા મળી છે, મહારાજ !

પ્રેતો : કહો, કહો એ કથની, રાજા ! પાપની વાતો સાંભળવા હજુ યે અમારા હૈયાં તલપી ઊઠે છે, માનવીની વાણીમાં જ બોલજો. તમારા કંઠમાં હજુ સુખદુઃખના કમ્પ ઊઠે છે. તમારા સૂરોમાં હજુ માનવીના હૃદયની રાગ-રાગણી રણકે છે. કહો એ કથની.

સોમક : હે છાયાશરીરધારીઓ ! હું વિદેહનો રાજા હતો. મારું નામ સોમક. કૈં વર્ષો સુધી મેં હવનહોમ કર્યા, સાધુસંતોને સેવ્યા, વૃદ્ધ થયો ત્યારે મને એક બાળક સાંપડયો. એની પ્રીતિના પાસમાં હું પડયો. સૂર્ય સદા પૃથ્વીની સામે જ નિહાળતો ફરે તેમ હું યે મારા એ કુમારની સામે જ જોતો રહ્યો. કમળપત્ર જેમ ઝાકળના કણને જાળવીને ઝીલી રાખે, તેમ હું યે મારા એ બાલકને એવા જતનથી જાળવતો હતો. હું રાજ-ધર્મ ચૂકયો, ક્ષત્રિયધર્મ ચૂકયો, સર્વ ચૂકયો. વસુંધરા અપમાન પામી, રાજલક્ષ્મી મારાથી મોં ફેરવી બેઠી. કચેરીમાં એક દિવસ હું કામ કરતો હતો ત્યાં રણવાસમાંથી મેં મારા બાલકની બૂમ સાંભળી. ગાદી છોડીને હું દોડતો અંદર પહોંચ્યો, કામકાજ રખડતાં મેલ્યાં.

પુરોહિત : એ જ સમયે. હું રાજપુરોહિત, હાથમાં ચરણામૃત લઇને દરબારમાં દાખલ થયો. જતાં જતાં રાજાજી

મને યે ઠેલતા ગયા. મારા હાથમાંથી અર્ધ્ય ઢોળાયું. મારું–બ્રાહ્મણનું અભિમાન સળગી ઊઠયું. પલવારમાં તો શરમિંદે મોંયે રાજા પાછા આવ્યા. મેં પૂછ્યું, 'બોલો રાજા, એવી તે શી આફત ઊતરી કે તમે બ્રાહ્મણને તરછોડયો, રાજકાજ રખડાવ્યાં, પિડાતાં પ્રજાજનોની દાદ ન સાંભળી, પરદેશના રાજદૂતોને આદરમાન ન દીધાં, સામંતોને આસન ન આપ્યાં, પ્રધાનો સાથે વાત ન કરી, મહેમાનો કે સજ્જનોને સત્કાર્યા નહિ—અને એક પામર બાલકને રડતો સાંભળી, રઘવાયા બની, રણુવાસમાં દોડયા ગયા? ધિઃકાર છે, મહારાજ! તમારી મોહાંધ દશાથી ક્ષત્રિયનાં માથાં નીચાં નમે છે; એક બાલકના ભુજ–પાશમાં બંદીવાન બનેલા જોઇને તમારા દુશ્મનો દાંત કાઢે છે; બંધુજનો બીકથી બોલતા નથી, પણ એકાંતમાં આંસુ સારે છે, રાજા!'

સોમક : બ્રાહ્મણનો એ ફિટકાર સાંભળીને સભા સ્તબ્ધ બની. આતુર અને ભયભીત નજરે બધા મારી સામે નિહાળી રહ્યા. પલવાર તો મારું લોહી તપી આવ્યું; બીજી પળે હું શરમાયો; ગુરુને ચરણે નમીને હું બોલ્યો કે 'ક્ષમા કરો મહારાજ, હું શું કરું? મારે એક જ સંતાન છે; મારો જીવ ઝંપતો નથી; પળે પળે પ્રાણ ફફડી ઊઠે છે, એટલે જ આજે મોહમાં પડીને મેં અપરાધ કર્યો છે. પણ સાક્ષી રહેજો સહુ સભાજનો! આજ પછી કદી હું રાજધર્મ નહિ ચૂકું, ક્ષત્રીના ગૌરવને લગારે ખંડિત નહિ કરું.'

પુરોહિત : આનંદથી સભા ચુપચાપ બની, પણ મારા અંતરમાં તો ઝેરની જ્વાળા સળગતી જ રહી. હું બોલ્યો : 'વધુ પુત્રો જોઇએ છે, રાજા? એનો ઇલાજ મારી પાસે છે. પણ એ તો છે મહાવિકટ કામ. તમારી તાકાત નથી.' ત્યાં તો ગર્વથી રાજા બોલ્યા : 'હું ક્ષત્રીબચ્ચો છું. તમારે ચરણે હાથ મેલીને પ્રતિજ્ઞા કરું છું કે હું એ કામ કરીશ.' એ સાંભળીને હસતે મોંયે મેં કહ્યું : 'સાંભળો ત્યારે, હું યજ્ઞ કરું, ને હે રાજા! તમે સ્વહસ્તે એમાં તમારા એ કુમારનું બલિદાન દેજો. એ બલિદાનનો ધુમાડો સુંઘતાં જ રાણીઓને ગર્ભ રહેવાનો.' એ સાંભળીને રાજાએ ચુપચાપ માથું નીચે ઢાળ્યું. સભાજનોએ કકળાટ કરી મેલ્યો, બ્રાહ્મણોએ મને ધિઃકાર દીધો. પરંતુ રાજાએ ધીરે સ્વરે કહ્યું કે 'ક્ષત્રિયનું વચન છે, ગુરુદેવ! એમ જ કરીશ.'

પછી તો ચોમેર સ્રીઓના વિલાપ ચાલ્યા, પ્રજાજનોના ફિટકાર સંભળાયા, સેના આખી વિફરી બેઠી, તો યે એકલા રાજાજી તો અચળ જ રહ્યા. યજ્ઞનો અગ્નિ ભભૂકી ઊઠયો. બલિદાનનો સમય આવી પહોંચ્યો. પણ આસપાસ કોઇ ન મળે. રણવાસમાંથી કુમારને કોણ લઇ આવે? નોકરોએ ના પાડી, પ્રધાનો ચુપ રહ્યા, દ્વારપાળોની આંખોમાં આંસુ આવ્યાં, ને સેના બધી ચાલી ગઇ.

પણ હું, મોહનાં બંધનોને છેદનારો હું, બધાં શાસ્રોનો જાણનારો હું, પ્રીતિનાં બંધનોને મિથ્યા

માનનારો હું—હું પોતે રણવાસમાં પહોંચ્યો. એકાદ ફૂલને સો સો ડાળીઓ વીંટળાયેલી હોય, તેવી રીતે એ કુમારને ઘેરીને સો સો રાજમાતાઓ ભયભીત અને ચિંતાતુર બની બેઠેલી હતી. મને જોતાં તો બાલક હસ્યો, ને નાના બે હાથ લંબાવ્યા; કાલી કાલી ભાંગી તૂટી બોલીમાં જાણે કાલાવાલા કરતો હોય ને, કે 'લઇ જાઓ, આ માતાઓના બંદીખાનેથી મને બહાર ઉપાડી જાઓ. મારું નાનું હૃદય રમવા માટે તલસી રહ્યું છે.'

હસીને હું બોલ્યો: 'આવ મારી સાથે બેટા, મમતાનાં આ કઠિન બંધનો ભેદીને તને હમણાં રમવા ઉપાડી જાઉં.' એટલું કહીને, બલાત્કાર કરી, માતાઓના ખોળામાંથી એ હસતા કુમારને મેં ઝૂંટવી લીધો. રાણીઓ મારા પગમાં પડી, મારો માર્ગ રોકયો, મહા આક્રંદ કરી મૂકયું. હું તો ઝપાટાભેર ચાલ્યો આવ્યો.

જ્વાળાઓ સળગી ઊઠી. રાજા તો પથ્થરની પૂતળી સમા ઊભા રહેલા. એ કમ્પતી ને ઝળહળતી જ્વાળાઓને જોઇ બાળક નાચવા લાગ્યો, કલકલ હાસ્ય કરવા લાગ્યો, ને બાહુ લંબાવી જાણે અંદર ઝંપલાવવા આતુર બન્યો. રણવાસની અંદરથી રૂદનના સ્વરો છૂટયા ને બ્રાહ્મણો શાપ દેતા દેતા નગર છોડી ચાલી નીકળ્યા. હું બોલ્યો : 'હે રાજા, હું મંત્ર ભણું છું. ચાલો હોમી દો આને અગ્નિની અંદર.'

સોમક : ચુપ રહો, ચુપ રહો, વધુ વાત કરશો મા હવે !

પ્રેતો : થંભી જા; થંભી જા; ધિઃકાર છે તને ઓ બ્રાહ્મણ ! અમે તો ઘોર પાપી છીએ. પરંતુ રે પુરોહિત ! તારી જોડી તો જમલોકમાં યે જડે નહિ. તારે એકલાને માટે નોખી જ નરક કાં ન સરજાઇ ?

દેવદૂત : મહારાજ, નિરર્થક આ નરકમાં રોકાઇને વિના પાપે પાપીની વેદના શાને સહી રહ્યા છો ? પધારો વિમાનમાં, બંધ કરો આ ભયંકર વાતો.

સોમક : વિમાનને લઇ જાઓ, દેવદૂત ! મારી ગતિ તો રે બ્રાહ્મણ ! આંહી નરકમાં, તારી સાથે જ. ક્ષત્રીના મદમાં મત્ત બનીને, મારા પોતાના કર્તવ્યની ત્રુટીને ટાળવા ખાતર મારા નિરપરાધી બાળકને મેં-પિતાએ-અગ્નિમાં હોમ્યો ! મારા નિંદકોને મારું શૂરાતન બતાવવા ખાતર મેં માનવધર્મને, રાજધર્મને, રે ! મારા પિતૃધર્મને બાળી ખાખ કીધો. જીવ્યો ત્યાં સુધી તો એ પાપની જવાળામાં સળગતો રહ્યો-હજુયે, હજુયે, એ જવાળા હૈયાને નિરંતર દઝાડી રહી છે. હાય રે બેટા ! અગ્નિને તેં બાપનું દીધેલું રમકડું માન્યું; બાપને ભરોસે તેં બે હાથ લંબાવ્યા; ત્યાર પછી એ ભડકાની અંદર અકસ્માત તારી આંખોમાંથી કેવો ઠપકો, કેવી તાજ્જુબી ને કેવો ભય ભભૂકી ઊઠેલાં !

હે નરક ! તારા અગ્નિમાં એવો તાપ કયાં છે, જે મારા અંતરના તાપની તોલે આવે ? હું સ્વર્ગે જાઉં ? ના, ના ! મારાં પાપ દેવતા ભૂલી શકે; પણ મારાથી શે ભુલાય એ બાલકની છેલ્લી નજર, એ છેલ્લું અભિ-

માન! દિવસરાત નરકના અગ્નિમાં હું સળગ્યા જ કરું તો યે, રે બેટા! તારી એ પલવારની વેદનાનું, બાપની સામે જોઇ રહેલી એ ગરીબ નજરનું, ને પિતાએ કરેલા એ વિશ્વાસઘાતનું વેર નહિ વળી રહે.

[ ધર્મરાજા આવે છે. ]

ધર્મ : પધારો રાજન્! જલદી પધારો! સ્વર્ગના વાસીઓ તમારી વાટ જુએ છે.

સોમક : સ્વર્ગમાં મારું આસન ન હોય, હે ધર્મરાજ! વિના અપરાધે મેં મારા બાલકને હણ્યો છે.

ધર્મ : અંતરના અનુતાપથી એનું તો પ્રાયશ્ચિત્ત થઇ ચૂક્યું છે, રાજા! એ પાપનો ભાર ભસ્મ થઇ ગયો છે. નરકવાસ તો આ બ્રાહ્મણને માટે છે, જેણે જ્ઞાનના ગુમાનમાં, લગારે પરિતાપ પામ્યા વિના, પારકાના બાલકને માતાના ખોળામાંથી ઝૂંટવીને હણી નાખ્યો છે. ચાલો પ્રભુ!

પુરોહિત : જશો ના, ચાલ્યા જશો ના, મહારાજ! ઇર્ષાના ભડકામાં મને બળતો મેલીને અમરલોકમાં એકલા ચાલ્યા જશો ના! નવી વેદના પ્રગટાવશો ના! મારે માટે બીજી નરક બનાવશો ના. કૃપાળુ! રહો, આંહીં જ રહો!

સોમક : તારી સાથે જ હું રહીશ. રે હતભાગી! નરકના આ પ્રચંડ અગ્નિમાં આપણે બન્ને મળી યુગયુગાન્તર સુધી યજ્ઞ કર્યા કરશું. હે ધર્મપતિ! આ પુરોહિતનાં પાપ

ખવાઇ જાય ત્યાં સુધી આ નરકમાં જ મારું નિર્માણ કરો, એની સાથે જ મને રહેવા દો.

ધર્મ : સુખેથી આંહીં રહો, મહીપતિ! નરકને પણ ગૌરવવન્તુ બનાવો. અગ્નિનો દાહ તમારા લલાટનું તિલક બની જાઓ અને નરકની જ્વાલા તમારું સિંહાસન બની જાઓ.

પ્રેતો : જય હો પુણ્યફળના ત્યાગીનો! જય હો નિરાપરાધી નરકવાસીનો! જય હો મહાવૈરાગીનો! આંહીં રહીને હે પુણ્યશાળી, પાપીના અંતરમાં ગૌરવ પ્રગટાવજો, નરકનો ઉદ્ધાર કરજો, શત્રુને મિત્ર બનાવી, જુગજુગ સુધી એક દુઃખાસને બેઠા રહેજો, વાદળાંની સાથે ઝળહળતો સૂર્ય દેખાય તેમ તમારી મૂર્તિ પણ વેદનાના શિખર ઉપર સદા ય પ્રકાશી રહેજો! એ જ્યોતિ કદી યે બુઝાશો નહિ!

★

# શુદ્ધિપત્ર

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧૦ | નકસી | નકશી |
| ૩ | ૨૧ | શુકલા | શુક્લા |
| ૫ | ૪ | સ્તૃપ | સ્તૂપ |
| ૭ | ૬ | બેઠા | બેઠાં |
| ૮ | ૭ | વસ્ત્રાભૂષણે। | વસ્ત્રાભૂષણો |
| ૧૧ | ૧૮ | ફુલનું | ફૂલનું |
| ૨૦ | ૬ | કિરલો | કિરણો |
| ૨૨ | ૪ | ટહૂકો | ટહુકો |
| ૨૩ | ૨ | આપેલો શું | આપેલો કોલ શું |
| ૨૪ | ૬ | બાકોરામાંથી | બાંકોરાંમાંથી |
| ૨૮ | ૯ | વ૨ | વર |
| ૩૦ | ૪ | હાયો | હાર્યો |
| ૩૧ | ૧૦ | મો | મોં |
| ૩૨ | ૯ | મો | મોં |
| ૩૪ | ૮ | ઝૂપડા | ઝૂંપડા |
| ૪૫ | ૧ | ઉધર | ઉપર |
| ૫૫ | ૧ | ની ક | નીક |
| ૫૬ | ૭ | ગામડાની | ગામડાંની |
| ૫૭ | ૬ | શુ | શું |
| ૫૮ | ૭ | કહ્યુ | કહ્યું |
| ૬૧ | ૨ | કાપીન | કોપીન |
| ૬૨ | ૧૩ | અશ્રધારા | અશ્રુધારા |
| ૬૩ | ૭ | સારો | મારો |
| ૭૪ | ૨૩ | હા | હાથે |
| ૭૭ | ૨૩ | હર્વાશ્ર | હર્ષાશ્રુ |
| ૮૦ | ૨૨ | યુદ્ધમાં | યુદ્ધનાં |

# અર્વાચીન કાવ્ય ગ્રંથાવલિ

**મહાગુજરાતના માનીતા કવિઓના અમારા તરફથી પ્રકાશિત થયેલાં તથા સોલ એજન્સીનાં કાવ્ય સંગ્રહો**

| | | |
|---|---|---|
| * ૧ કાવ્ય મંગલા | સુન્દરમ્ | ૧—૮—૦ |
| * ૨ ગંગોત્રી | ઉમાશંકર જોષી | ૧—૮—૦ |
| * ૩ યુગવંદના | ઝવેરચંદ મેઘાણી | ૨—૦—૦ |
| * ૪ અર્ધ્ય | સ્નેહરશ્મિ | ૨—૦—૦ |
| ૫ નિહારિકા | રમણલાલ દેસાઇ | ૨—૦—૦ |
| ૬ ઇલા કાવ્યો | ચન્દ્રવદન મહેતા | ૨—૦—૦ |
| * ૭ રતન | ચન્દ્રવદન મહેતા | ૧—૦—૦ |
| ૮ કાશ્મલનનાં કાવ્યો | કાશ્મલન | ૦—૮—૦ |
| ૯ દીપશિખા | અમીદાસ કાણકિયા | ૧—૮—૦ |
| ૧૦ રસીકના કાવ્યો | આવસત્થી | ૧—૮—૦ |
| ૧૧ ખંડિત મૂર્તિઓ | ઈન્દુલાલ ગાંધી | ૧—૦—૦ |
| *૧૨ લલિતનાં બીજાં કાવ્યો | લલિતજી | ૦—૧૨—૦ |
| *૧૩ હૃદયવીણા | નરસિંહરાવ દીવેટિયા | ૧—૪—૦ |
| ૧૪ વસુધા | સુન્દરમ્ | ૨—૦—૦ |
| *૧૫ નિશીથ | ઉમાશંકર જોષી | ૨—૦—૬ |
| ૧૬ ઈન્દ્રધનુ | સુંદરજી બેટાઈ | ૨—૦—૦ |
| ૧૭ આરાધના | મનઃસુખલાલ ઝવેરી | ૨—૦—૦ |
| *૧૮ જ્યોતિરેખા | સુંદરજી બેટાઈ | ૧—૦—૦ |
| *૧૯ પૂર્વાલાપ | કાન્ત | ૨—૦—૦ |

## બાલકો માટે

| | | |
|---|---|---|
| *૨૦ નવાં ગીતો ભા–૧ | ત્રિભુવન વ્યાસ | ૦—૬—૦ |
| *૨૧ નવાં ગીતો ભા–૨ | ત્રિભુવન વ્યાસ | ૦—૮—૦ |
| ૨૨ ટહૌકા | દેશળજી પરમાર | ૦—૫—૦ |
| *૨૩ પગલાં ભા. ૧ થી ૪ | રમણલાલ સોની (દરેકના) | ૦—૫—૦ |
| *૨૪ સોમાભાઇનાં કાવ્યો | સોમાભાઈ | ૦—૫—૦ |

## રાસનાં બે અમૂલ્ય પુસ્તકો

| | | |
|---|---|---|
| ૨૫ ગીત માધુરી | મનુભાઈ દેસાઈ | ૧—૪—૦ |
| ૨૬ રાસકુંજ | શાંતિ બરરીવાળા | ૧—૮—૦ |

*ફૂદડીવાળાં કાવ્યસંગ્રહો સ્કુલોમાં તથા કોલેજમાં ટેકસ્ટબુક તરીકે ચલાવાય છે.

સોલ સેલિંગ એજન્ટ્સ,

**આર. આર. શેઠની કં. પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ**

# શ્રી ઝવેરચંદ મેઘાણી રચિત પુસ્તકો

## નવાં બહાર પડેલા તેમજ અન્ય પુસ્તકો